સચિત્ર ડીટેકટીવ નોવેલ. સચિત્ર સુંદર ચાર

# પોલાદી પંજો.

પ્રકાશક:—શ્રી પ્રાણજીવન પુસ્તકાલય. ટાવર રોડ-સુરત.



માલીક:—પ્રાણજીવન નાનાભાઈ ઝવેરી

કીંમત રૂ. ૦-૧૨-૦

# રસઘેલી રમણી

અથવા

# સોનેરી જાળ!

લેખકઃ—

માધવરાવ ભાસ્કરરાવ કાણુક ગોપીપુરા—સુરત.

સ્વામીભક્ત સુરપાળ, રાજર્ષિભર્તૃહરી, સદગુણીશશીકળા
યોગેન્દ્રભર્તૃહરી, વિનાશીનીવામા, મહર્ષિપરશુરામ
જલમાંગીતા, પોલાદી પંજો, સમ્રાટપૃથ્વિરાજ
ઈ.ના લેખક.

પ્ર:—ઠા પ્રાણુલાલ જીવણલાલ વજાણી ભાવનગરવાળા
બુકસેલર અને પબ્લીશર

એકલા માલિકઃ—પ્રાણુજીવન પુસ્તકાલય.
ગવર્નમેંટ તારઓફીસ સામે—સુરત.

સુરત બરાનપુરી ભાગળ ઉપર આવેલ શ્રી 'અનાવિલ બંધુ'
પ્રી. પ્રેસમાં ગોવિંદજી ડાહ્યાભાઇ નાયકે છાપ્યું.

સંવત ૧૯૮૧. (પ્રથમ સંસ્કરણ) પ્રતિ સંખ્યા ૨૦૦૦.



કીંમત ૦—૯—૦

# અનુક્રમણિકા.

## પ્રકરણ સુચી

## —:પ્રસ્તાવના:—



છે આ કથા એ ચિત્ર કૈં કૈં ભિન્ન લોક સ્વભાવના,
આલેખવી શી હોય ત્યાં ! પત્તાંભરી પ્રસ્તાવના,

ના દોષ, નિરખી યોગ્ય તે વાંચક ! ગૃહે નિજ અંતરે,
કિરતાર! 'કુર્ણિક' આપને એ પ્રાર્થના હરનીશ કરે!"

---

# અર્પણ પત્રિકા.

## ગઝલ.

જગત આજે . વિત્યાં વર્ષો, છતાં જેને હજી વંદે.
જીવાડયું વિશ્વ નિજ તેજે, મહર્ષિ શ્રી દયાનંદે!
યવન ને મ્લેચ્છના પાપો, પ્રબળ શયતાનના તાપો,
નિવાર્યા દુઃખ સંતાપો, મહર્ષિ શ્રી દયાનંદે!
અધમતા દેશની ટાળી, ખરાબી ખંતથી ખાળી,
જગતને ધર્મપથ વાળી, સુધાર્યું શ્રી દયાનંદે!
જીવન નિર્દોષતા જાણી, વિચારી વેદની વાણી,
અધમ મતના મરણ આણી. દુખો ટાળ્યાં દયાનંદે!
હતા પ્રસર્યાજ પાખંડો, યવનના વિસ્તર્યા બંડો,
પડ્યા કાંટે નર્કે ખંડો, બચાવ્યા શ્રી દયાનંદે!
લુટારા હિંદુ ધર્મોના, પિતા જેઓ કુકર્મોના,
ચિરિ સ્થળ દુષ્ટ મર્મોના, બતાવ્યા શ્રી દયાનંદે
ભુલાઇ આર્યતા આપી, જીવન કંકાશને કાપી,
જગતમાં ધર્મને સ્થાપી, ઉજાળ્યું શ્રી દયાનંદે!
પુજક કીર્તિ ઉપાધિના, વધ્યા તોફાન ગાંધીના,
જીધાં તેને નિધન બિના, સ્વકિર્તીએ દયાનંદે!
જગત જેતું સ્મરણ આજે, કરે છે પ્રેમ આનંદે,
અમર પ્રભુતા કરી વિશ્વે, મહર્ષિ તે દયાનંદે!
કર્યું જેણે જીવન મારૂ, "સ્વધર્મે નિત્યે અર્પણ હો!"
સુહાગી શબ્દમાળા આ, સદા તેને સમર્પણ હો!

૩૧-૧૨-૨૪.



ૐ

# રસંઘેલી રમણી
## અથવા
# સોનેરી જાળ !

## પ્રકરણ ૧લું.

### ખૂન !

પાપી પાપથકી કદી, ધરે ન ઉર સંતોષ,
કીટને તો કાદવ ગમે; ગણો ન તેનો દોષ."



"ખૂન ! ખૂન ! દોડો ! દોડો ! અરે આ ભિષણ અત્યાચાર કરી નિર્દોષ બિચારી સ્નેહલતાનો પ્રાણ કોણે લીધો !" એમ બોલતો નરેન્દ્ર એકદમ જાગી ઉઠયો અને પોતાની શૈયામાંથી બહાર આવી પોતાની પાસેની પથારીઓ તપાસવા લાગ્યો ! સ્નેહલતાના કંઠમાં કોઇએ પોતાની કટાર ખોંસી દીધી હતી અને તેની દેહમાંથી શોણિતનો પ્રવાહ વહી

જતો હતો. સ્નેહલતાની ગોદમા સુતેલો સુરેન્દ્ર પણ પ્રાણહિન થઈ પડેલો હતો અને તેનું પણ ભયંકર રીતે ખુન કરવામાં આવ્યુ હતું આ દ્રશ્યથી નરેન્દ્ર ભયભિત બની ગયો અને તરતજ પોતાના બંગલાની નીચે ઉતરી પડયો નરેન્દ્ર બાબુના બંગલાની નીચે નાનકડી વાડી હતી અને તેની પાછળ રાયસાહેબ પ્રબોધચંદ્રનો બંગલો આવેલો હતો. પ્રબોધચંદ્રના બંગલામાં પ્રબોધ અને તેની પુત્રી વિલાસિનીના શયનગૃહો હતા. નરેન્દ્ર પોતાને ત્યાં બનેલાં આ ભયંકર બનાવની ખબર આપવાને માટે પ્રબોધને ત્યાં જતો હતો પણ માર્ગમાંજ વાડીમાથી બહાર નીકળતાં સામેજ તેની નજર એક પ્રાણહિન શરીર પર ગઈ! નરેન્દ્રે જોયું તો તેને જણાયુ કે એ પ્રબોધચંદ્ર જાગીરદારનુ જ શબ હતુ! પ્રબોધચંદ્ર શ્રીગંજના જાગીરદાર હતા અને નરેન્દ્ર તેમનો ભત્રિજો થતો હતો. આમ એકજ સમયે પોતાના ગૃહમા થએલા ત્રણ ત્રણ ખૂનોથી નરેન્દ્રની છાતી કંપવા લાગી છતા તે તેવોને તેવો હિંમત રાખી પ્રબોધચંદ્રના બંગલામાં ગયો અને જ્યાં પ્રબોધ સુતા હતા તે ઓરડાની પાસે જઈ બુમ મારી “ વિલાસીની! વિલાસિની! પ્રબોધ બાબુનું ખૂન થયું, તમે ક્યાં છો?

નરેન્દ્રે બેચાર વાર આવી ને આવી બુમો પાડી પણ નિરાશ! એક પણ બુમનો તેને પ્રતિઉત્તર મળ્યો નહિ. તેમજ આખા બંગલામાં વિલાસિનીનો કોઈપણ જગ્યાએ પત્તો લાગ્યો નહિ, નરેન્દ્ર પ્રાતઃકાળની પ્રતિક્ષા કરતો પાછો પોતાના બંગલામાં આવીને શોક વિહ્‌વળ થઈ અશ્રુપાત કરવા લાગ્યો! સહવાર થઈ, પોલીસના કર્મચારીઓની દોડધામ થવા લાગી! જાગીરદારના ખુનની વાત ચારે દિશાએ પ્રસરી ગઈ. પોલીસ અધિકારીઓએ ખુનની જગ્યાઓ તપાસી ત્યાંનો રિપોર્ટ

લીધો અને પછી નરેન્દ્રનાંજ કંઠ પર હસ્ત મૂકી વિનય બાબુ નામક પોલીસ અધિકારીએ તેને કહ્યુ, "નરેન્દ્ર! હું તમને કેદ કરૂં છું!"

'મને! મને શા માટે કેદ કરો છો, હું એક તો મારી પત્નિ, પુત્ર અને કાકાના શોક જનક મૃત્યુથી વિહ્વળ બનેલો છું ત્યાં પાછો વધારે દુઃખી શા માટે કરો છો ?

"દુખીને દુઃખ દેવામાં, જગતને શું મઝા આવે!
હૃદયમાં ઝખ્મ ત્યા પાછી, કટારી શું લગાવો છો ?
પીડા પ્રારબ્ધથી પામ્યો, હજી ઓછી ગણી તેમાં,
મરણુ ભયની નવી ચિતા, જીગરમા કા જગાવો છો ?"

"નહિ નરેન્દ્ર! તમારા પરજ સ્નેહલતાનું ખુન કર્યાનો આરોપ છે, તેથીજ તમોને બંદિવાસ આપવો અમને જરૂરી જણાય છે!

"વિનય બાબુ! શું હુંજ પોતે ખૂની છું? મારા પુત્રનું અને પત્નિનુ મરણુ મેંજ આણ્યું છે, તેમના કોમળ કંઠો શું મેંજ ચીરી નાંખ્યા છે?"

"પ્રિયાના કંઠને કાપી, રૂધિર સંતાનનુ રેડયું,
ખુની છુ હુંજ પોતેએ, તમે શાથી બતાવો છો ?
દયા આવી મુકી મારી, ભિષણુ આ કષ્ટની વર્ષા
વહાવી આ દુખી દિલને, અરે! નાહક સતાવો છો!"

બતાવો! વિનય બાબુ! ખુનો મેંજ કર્યા છે, એનો શું પુરાવો છે વારૂં?' નરેન્દ્રે આશ્ચર્ય પામી પુછ્યું.

"નરેન્દ્ર! ચોકખું પોતાને હાથે ખુન કરી હવે પાછો તેનો પુરાવો માંગો છો અને પાછા પાપમાંથી બચી જવા આશા રાખો છો, જુઓ આ પુરાવો.

"તમારો આ છરો ભાળો, પડયો છે લોહીની અંદર
લખ્યું આ નામ ત્યાં કોનું? જૂઓ! વાંચો! તમારૂં છે.
છુપાવો પાપને શાને, પ્રિયાના પ્રાણ સંહારી,
સ્ત્રી હત્યા ના છુપે કિસ્મત, ફુટયું આજે તમારૂં છે.
તમારો આ છરો બીજા, ખુની પાસે મળે કયાંથી,
પુરાવો આ પુકારે છે, બધું પોકળ તમારૂં છે!"

"વિનય! શું આ મારો છરો છે? અને કદાચ તે મારો છરો હોય તો પણ હું નિર્દોષ છું શું મારા છરાવડે બીજા માણસો ખુન ન કરી શકે એમ આપ માનો છો?

" કદી! તલવાર મારી તે તમે ના વાપરી જાણો?
પછી તેનો ખુની મુજને, તમે શાથી ઠરાવો છો?
પરાયા શસ્ત્ર લઈ હસ્તે, તમે પણ યુદ્ધ વેળાએ,
રિપુના કંઠ સંહારી, અધર્મિને હરાવો છો.
પછી આ છે છરો તારો, ખુની તેથી તમે પોતે"
કહી એવું હરે ચિંતા, નકામી કાં કરાવો છો?"

"બસ! બસ! નરેન્દ્ર! અમારી માન્યતા પ્રમાણે તમેજ ખુની છો, સુબોધ! નરેન્દ્રને કેદ કરો!" પોલિસ અધિકારી વિનયચંદ્રે પોતાના સહયોગી સુબોધને આજ્ઞા કરી. તે સાથેજ નરેન્દ્રને કેદ કરવામાં આવ્યો! શ્રીગજમાં હાહાકાર થઇ રહ્યો! પોતાના પ્રિય જાગીરદાર પ્રબોધચંદ્ર, સ્નેહલતા અને તેના પુત્રના ખુન તથા વિલાસિનીનું હરણ! અહો! આ અસીમ અત્યાચાર! અને તે કરનાર પાછો નરેન્દ્ર બાબુ પોતે! આ વિચારથી આખું ગામ કંપવા લાગ્યું સઘળો દિવસ એને એ વિચારમાં પૂર્ણ થયો! રાત્રીએ ભયથી થરથરતા લોકો નિદ્રાધિન થયા! બિચારો નરેન્દ્ર કારાવાસમા પડયો પડયો પુકારવા લાગ્યો

"અરે આજે અધર્મિને. અતુલ આનંદ ઉપજેને,
સુજન પામે પીડા કેવો, પ્રભુ ધારો તમારો છે ?
સતી વ્રત ટેક ધરનારી, ભુખી રહી અશ્રુ પાડે ત્યાં,
વસે વેશ્યા વિલાસોમાં, અધમ જેના વિચારો છે !
ગીતો ગોવિંદના ગાતો, ભમે થઇને ભિખારી તે,
કસાઇને કુશળ કાં, જે, પશુ સહાર નારો છે !

આમ વિચાર કરતાં કરતાં શ્રમથી તેની આંખોમાં પણ નિદ્રા આંવી ગઇ !

# પ્રકરણ ૨જું.

## ભયંકર ગુફામાં

"ન મળતો પ્રેમ જગ આખે, બજારે રાહ ચૌટામાં,
હૃદય આ માંસનું તેમાં, પ્રણય કેરો ઉતારો છે,
હઝારો કષ્ટ ની સામે, અડગ શિર ના ઝુકાવે તે,
ન સમજો એ ખરો પ્રેમી, જરૂર જાણો ધુનારો છે.
તુટી જઈ પ્હાડ પાષાણો, રહે નીર સ્થંભી સાગરના,
જગત સમ્રાટ તું અંતે, વિજય બસ પ્રેમ. તારો છે."




ર રાત્રીનો અંધકાર સર્વત્ર વ્યાપેલો હતો, જગત શાંતીમાં નિદ્રાધીન થએલું હતું, આકાશમાં કદી કદી પ્રકાશનો પ્રતિભાસ શ્રમિત આંખોને જણાતો હતો એ ભિષણ અંધકારમાં સર્વાંગ શ્યામવસ્ત્રધારી એક ત્રીસ પાંત્રીસ વર્ષનો

પુરૂષ ચાલ્યો જતો હતો પ્રસ્તુત જગ્યાએ અરણ્યનોજ પ્રદેશ હતો. ચારેબાજુએ ઝાડ, પ્હાડ વિસ્તરેલા હતા. એ જંગલમાં પેલા પુરૂષે ત્યાં ઉપસ્થિત થઇ ક્ષણવાર આમ તેમ દ્રષ્ટિપાત કર્યો અને પછી એક જુનું ઝાડ ઉપર ચઢી તે ઝાડના થડમાં ઉતરી પડ્યો એ થડ પોલુ હતું અને છેક નીચે સુધી થડમાંને થડમાં જઇ શકાતું હતુ. અંદર ગયા પછી તેણે ત્યાં એવી એક કળ દબાવી કે ત્યાંથી અર્ધાવારને અંતરે આવેલો એક મોટો પાષાણ ખસી ગયો અને અંદર જવાનો માર્ગ ખુલ્લો થયો. તે પુરૂષે બ્હાર આવી એજ માર્ગે અંદર પ્રયાણ કર્યું અને પાછો તે માર્ગ બંધ કરી દીધો! આ એક ભયંકર ગુફા હતી અને તેની અંદર આજ પર્યન્ત અનેક માણસોને કારાવાસ આપવામાં આવ્યો હતો. એ શ્યામ વસ્ત્રધારી પુરૂષ ત્યાંના બધા કેદખાનાને વટાવી છેક આગળ ચાલ્યો ગયો ત્યાં એક નાનકડી ઝુંપડી તેની દ્રષ્ટિએ પડી, એ ઝુંપડીમાં વીસેક વર્ષની એક તરૂણ બાળા બેઠેલી તેની દ્રષ્ટિએ જણાઈ, જેવો તે પુરૂષ અંદર ગયો તેવી જ પેલી બાલિકા ઉભી થઇ અને તેણે તેને આવકાર આપતા કહ્યું, "આવો નિખિલ-બાબુ!"

"વિલાસિની!" નિખિલબાબુએ તે સ્ત્રીને ઉદ્દેશીને કહ્યું, "તમારો શું નિશ્ચય થયો? જે વાત હુ તમોને કહી ગયો હતો તે સંબંધમાં તમારો અંતે શું વિચાર છે!"

"બાબુજી! મેં મારો વિચાર જણાવેલો છે. પછી વળી આપ ફરી શામાટે પુછો છો! મારો નિશ્ચય કદી ચળનોજ નથી કારણ કે-

"પ્રભુ છે એક આકાશે, જૂઓ છે એકલો ભાનુ,
હૃદયમાં એકલી તેવી, પ્રભા છે એક વ્યક્તિની,
વચન, ચિંતન, મનન તેનું, બીજું છે પાપ સૌ મારે,
મરણ તેનું થતાં વાતો, કરીશ જીવનના વિરક્તિની,

કદાપી પ્રેમના બોલો, કહી પાછા ગળી જઇને,
નિશાની ના બતાવીશ હુ, કદી મારી અશકિતની!"

"વિલાસિની! એજ તારો છલ્લો નિર્ણય છે? જો મે આજ પર્યન્ત તને બંદિવાસ આપ્યા છતાં તારી સાથે કોઇ પણ પ્રકારનું ખરાબ વર્તન ચલાવ્યુ નથી એ મારો તારા ઉપર ઉપકાર ખરો કે નહિ વારૂં?"

"બાપુજી! તેની હું આપને કયાં ના પાડૂં છુ? આપ તો મારા પિતા જેવા છો, પણ તેથી શું હું મારી માતાનુ અને મારૂં વચન નિષ્ફળ કરૂં? મેં પ્રમથ બાપુને પરણવાનું વચન આપ્યું છે તેનો પણ શું નાશ થવા દઉં! અને મારી ગણના એક અધમ સ્ત્રીમાં કરાવી લઉં?

"વિચારી વેણુ વાણીનો વદ્યો તે શું લઇ પાછો?
વિના વાંકે હણી વિશ્વાસને શું કોલ હું તોડું
જગત જલ્લાદના હાથે બની ટુકડા પડે આખું
નહિ! તોએ કદી મારો દીધેલો બોલ હું તોડું!"

"પરંતુ વિલાસિની! એમાં તારોજ લાભ સમાએલો છેને! પ્રમથ બાપુ ઘણોજ વ્યભિચારી અને દારૂડીઓ થઇ ગયો છે, તો શું તું એક તેવા પતિને પરણી તારૂં આયુષ્ય ધૂળ કરવા માંગે છે!

"અધર્મિને સુકોમળ આ શરીરનો હાથ અર્પીને
જીવન આખું કલહ કંકાશમાં શું ગાળવા માગે?
સ્વહસ્તે સ્વાસ્થ્યમાં કાયા દીધી દેવે દયા ધારી
અહા! શું મુર્ખ તેને તું ચિતામાં બાળવા માગે?
મધુરી ગાય પાળીને કરી તે પુષ્ટ ખવડાવી
કસાઇના ગૃહે તેને હવે શું વાળવા માગે??

" પતિ એ પતિજ છે, પછી તે ગમે તેવો અધમ અવિચારી હોય તો પણ સ્ત્રીની ફરજ છે કે તેને સુધારી તેનો ગૃહસંસાર ઠેકાણે પાડવોજ જોઇએ. આર્ય સ્ત્રીને તો ગમે તેવો પણ પતિ એજ પરમેશ્વર છે કારણ કે–

" અધર્મિ અંધ કે રોગી, હૃદયહિન હો ગમે તેવો
પતિ છે દેવ એ વચનો કથ્યાં છે શાસ્ત્ર કારોએ !
ન ગુણ મુજ નાથના જોવા મને અધિકાર છે કાંઈ .
પ્રમથનો પ્રેમ છે ઉરમાં, પ્રભુ છે એજ મારો એ ! "

વિલાસિની ! આનું પરિણામ ઘણુ ભયંકર આવશે, જો તું મારી આજ્ઞા નહિજ માનશે તો તને આ કેદખાનાના ભયંકર કષ્ટો ભોગવવાંજ પડશે અને આ કેદખાનાનો જુલ્મ એટલે

"જગતમાં નર્ક ભોગવવા લખ્યું જેના નસીબે તે,
અભાગી કૈંક પ્રાણીઓ અહીં મુજ હાથમાં આવે,
ઉથાપે શબ્દ મારોને દગો મુજથી રમે તેના,
ઝળકતી અગ્નિ જવાળા તે દુખીની બાથમાં આવે."

તારે પણ એવીજ શિક્ષા ભોગવવી પડશે એ તું જાણે છે !"

"નિખિલપ્રાણ ! ગમે તેવી કઠિણ શિક્ષા ભોગવીને પણ પોતાનો ધર્મ જાળવવા આ અભાગીની વિલાસિની તૈયાર છે !

"પડો ત્રણ લોકની આફત કરો આ દેહના ટુકડા,
ચલાવો તપ્ત અગ્નિમાં નથી ડરતી મરણથી હું
વિંધો તલવારથી તન આ વહે શોણિત ભલે ઉરથી,
જલાવો તપ્ત લોખડે અધર્મિના શરણથી શું ?
લુટી વસ્ત્રો સુજન કેરાં નિધન નિપજ્યા પછી તેનું
કદી પાછાં ભલે અર્પો છતાં તે આભરણથી શું ? "

જેને એકવાર હૃદયનો પ્રેમ આપ્યો છે, જેને દેવ કરી દેહમાં
ાપ્યો છે. તેજ મારા સ્વામી છે, ગમે તે થાઓ! મૃત્યુ આવો! પણ
મારી ટેક અચળ છે!"

"વિલાસીની! એનું પરિણામ જણાવી દઉં! તારે જોઉં છે?"
મ કહી નિખીલબાબુ પોતાની જગ્યાએથી ઉઠ્યો અને વિલાસિનીની
સે જઈ તેને એવો એક જોરથી ધક્કો માર્યો કે તે અભાગિની
ઝૂળા નીચે તૂટી પડી! "ચંડાળ! ભોગવ ત્યારે તારા પાપના પરિણામ!

"જીવન શું રાખવા માંગે વચન મારૂં ઉથાપી તું!
કરે નિષ્ફળ મને અમળા હૃદય ઉલ્લાસ કાપી તું!
નથી જલ્લાદની જંજીરના દુઃખો હજી વેઠયાં,
હજી પાછું વિચારી જો જીગરનો નાદ માપી તું!"

વિલાસીની! હજીએ તારો નિશ્ચય ફેરવ! આ જલ્લાદની સમ-
ાથી બચી જા! આયુષ્યનો અંત ન લાવ!

નકામો પ્રેમને માટે ભુલાઈ પ્રાણ આપે છે,
છતાં સુખને ધરી આઘે હૃદયમાં કષ્ટ છાપે છે,
સુકોમળ દેહને દુખમાં સ્વહસ્તે કેમ ચાંપે છે?
કુહાડી હાથમાં લઈને તું તારો ચર્ણ કાપે છે!"

"નિખીલ બાબુ! પ્રેમીઓનો એજ નિયમ છે.

"સીતા દેવી ગયા વનમાં પતિના પ્રેમને માટે,
ઉભી રૈબ્યા બજારે જૈ પ્રિતમની ટેકને સાટે,
રડીને ગાળતી રાધા જીવન ભગવાનને કાજે,
પીધો વિષ જામ કૃષ્ણાએ સ્વકુળની શોભતી લાજે,
હૃદયના પ્રેમમાં ઊંડી મઝા મીઠી સમાઇ છે,
મરણ, દુઃખો, અને આંસુ પ્રણયની એ કમાઇ છે!

"ઠીક છે ! પીલાસીની ! ઠીક છે, તારો અંત પણ મારી આ દુર્દમનીય કારાવાસમાંજ નક્કી થયો છે ' નિખીલબાબુએ ઉત્તર આપ્યો અને તેણે વિલાસીનીના હાથપગ બાંધી તેને એક અંધારા કારાગૃહમાં બંદિવાસ આપ્યો.

---

## પ્રકરણ ૩જું.

### સૌંદર્યની પ્રતિમા!

"ન ઉજળું દૂધ છે, સમજો ભુલોના વેશ ભાળીને,
હૃદય કંપે અરે જગના કુટિલ કર્મો નિહાળીને,
પીળું તે સર્વ કંચન છે જરૂર એ ખ્યાલ છે ખોટા,
છતાં અંતે અધર્મિના અરેરે ! હાલ છે ખોટા !"

---



નરેન્દ્રને કારાવાસમાં નિદ્રા આવી ગઇ ખરી પરંતુ તે નિદ્રા તેણે ઘણાંજ શોકજનક સ્વપ્નોમાં વ્યતિતકરી. તેના આંખોની આગળ પોતાની દુ:ખદાવસ્થા નો જાણે ચિત્રપટ ચાલતો હતો, ત્યાં તેને એકાએક મધ્ય રાત્રીએ આવીને પોલીસ અધિકારીઓએ છુટો કર્યો, નરેન્દ્ર આ વિપરીત પરિણામ નિહાળી આશ્ચર્ય પામવા લાગ્યો પરંતુ તેટલામાં શ્રીગંજના જાણીતા ડીટેક્ટીવ ગૃહસ્થ મી. પ્રભાકર નરેન્દ્ર ની પાસે આવી પહોંચ્યા અને તેમણે

નરેન્દ્રને કહ્યું, " નરેન્દ્ર ! પોલીસોએ જો કે તમોને ખુનને માટે અંદિવાસ આપ્યો છે છતાં મારી વિચારણા પ્રમાણે આ ખૂનના ગુન્હેગાર તમે નથીજ પરંતુ સાચો ગુન્હેગાર શોધી કાઢવા મને તમારી સ્હાયતાની અતિશય જરૂર છે. તેથી મેજ તમોને મારા પરામર્શથી જામીન પર છુટા કરાવ્યા છે માટે હવે ખરો ખુની શોધી કાઢવા સારૂં મને તમારી સ્હાયતા જોઇએ છે તે આપશોને ?"

"શા માટે નહી ? પ્રભાકરભાઇ ! ખરો ખુની શોધી કાઢવાથી મને પોતાનેજ લાભ છે તો હું તમોને શા માટે સ્હાયતા નહિ આપું વારૂં ! બોલો ! તમોને મારી કયા પ્રકારની સ્હાયતા જોઇએ છે ?"

" મારો પ્રથમ આપને એ પ્રશ્ન છે કે તમે પ્રબોધચંદ્ર જાગીરદારના ભત્રીજા થાઓ છો, તેવો આ સંસારમાં બીજો કોઇ તેનો સ્નેહી છે ?" પ્રભાકરે પ્રશ્ન કર્યો.

" હા, છે તો ખરો પણ તે ગૃહસ્થ આજ ઘણાં વર્ષથી ગુમ થએો છે મારા કાકાશ્રીનો તે દૂરનો સગો થાય છે અને જો મારૂં, મારા કાકાનું અથવા તો વિલાસીનીનું મૃત્યુ થાય તો અમારી મિલ્કતનો માલીક તેજ થનાર છે !"

" આ શ્રીગંજ ગામના લોકો તેને ઓળખે છે ખરા ?"

' નહિજી, કારણ કે અમે સીતાગંજ છોડયું ત્યારથીજ તે ગુમ થઇ ગયો છે, હવે તે ગૃહસ્થ કદાચ અત્રે આવે તો તેને ઓળખવો પણ કઠિન થઇ પડે એમ છે !"

" શું આજ સુધીમાં તમારા કાકાએ તેને કદાપિ પણ અહીં બોલાવ્યો નહોતો અથવા તેનો તમારો મેળાપ પણ નહોતો કરાવી આપ્યો !"

"નહિ, તેનું કારણ એવું છે કે જ્યારે મારી કાકીશ્રી લલિતભદ્રાનું ખૂન થયું તેમાં એજ કતિપિય મનુષ્યનો હાથ હતો એવી મારા કાકાને શંકા ગઇ હતી એટલે તેના ઉપર તેમને ઘણોજ તિરસ્કાર આવ્યો હતો. વળી અત્રે શ્રીગંજમાં આવ્યા પછી તો તેઓ ગૃહની બહાર પણ નિકળતા નહોતા. તેમ કોઇને મળતા પણ નહિ એટલે તેમણે એની યાદ નહિ કરી!"

"તેનુ નામ શું હતું?"

"તે ખબર નહિ!" નરેન્દ્રે ઉત્તર આપ્યો.

"ઠીક, આ ગામમાં તમારે ત્યાં ઘણી વેળાએ આવતો જતો કોઈ પરિચિત માણસ છે ખરો!"

"હા, અમારા ગૃહની પાસેજ રહેતા અમારીજ ન્યાતના મારા સમવયસ્ક એક બંગાળી ગૃહસ્થ છે. તે અમારી સાથે ઘણીજ પ્રિતી રાખે છે તેમનું નામ છે ગોવિંદકુમાર! એ બિચારા બહુ સભ્ય ગૃહસ્થ છે!"

"તે તો આપણી તપાસમાં જણાશે"! પ્રભાકરે ઉત્તર આપ્યો અને તે નરેન્દ્રને પોતાની સાથે લઈ ગોવિન્દ કુમારના ગૃહ તરફ પ્રયાણ કરી ગયો પ્રમોધ કુમાર શ્રીગંજના જાગીરદાર હતા પરંતુ તેમનો બંગલો ગામની બહાર છેક ભાર્ગવી નદિના તટપ્રદેશપર આવેલો હતો. એમનોજ બીજો મહાલય શ્રીગંજ ગામમાં પણ હતો અને તેની પાસેજ બાબુ ગોવિંદકુમાર રહેતા હતા. પ્રભાકર અને નરેન્દ્ર બંન્ને એ અરણ્ય પ્રદેશ વટાવતા આગળ નીકળી ગયા અને એક ગૃહ પાસે જઇ ઉભા રહ્યા, નરેન્દ્રે તે ઘરના પગથીઆ ચઢી સાંકળ ખખડાવી અને ગોવિન્દબાબુને બૂમો પાડવા માંડી, તરતજ ગોવિન્દબાબુ જાગૃત

થઇ ગયા અને તેઓએ નીચે આવી તેમને આવકાર આપ્યો. ઉપર લઈ જઇ પોતાના દિવાનખાનામાં બેસાડયા અને પછી પૂછ્યુ, "નરેન્દ્ર બાબુ! આ મધ્યરાત્રીએ મારૂ શું કામ પડયુ વારૂં!"

"બાબુજી! આપ જાણોજ છો ને કે મારા પર કેવું સંકટ આવી પડયું છે તે, એટલે ન કરે નારાયણને કદાચિત મને દેહાંતનીજ શિક્ષા થઇ તો પછી મારી મિલ્કતનો ઉપભોગ કોણ કરશે અને તેની વ્યવસ્થા કોણ રાખશે એનીજ મને ચિંતા થાય છે મેં સાંભળ્યું છે કે આપે ઘણો સમય શરદ બાબુને ત્યાં મુનીમ તરીકે કાર્ય બજાવ્યું છે તો હવે આપ મારી સેવામાં યુકત થાઓ એ મારી વિનતી છે!" નરેન્દ્રે પ્રભાકરના શીખવી મૂકયા પ્રમાણે ઉત્તર આપ્યો.

નરેન્દ્રબાબુની વાત સાંભળી ગોવિંદબાબુના મુખમાં પાણી આવવા લાગ્યુ, તેજ ક્ષણે તેણે બૂમ મારી, 'તરંગીણી! તરંગીણી!"

આ બૂમો સાથેજ તેના ગૃહમાંથી એક સુંદર અબળા બહાર આવી અને તે દીપકનો પ્રકાશ પોતાના મુખ ઉપર પડે એવી રીતે ઉભી રહી, ક્ષણવાર આમ ઉભી રહ્યા પછી તેણે કહ્યું, "બાબુજી! શું આજ્ઞા છે?"

"તરંગીણી! કાંઇ નહિ જા! હમણાં સુઇ જા! કાલે પ્રભાતકાળે તને એ વાત કહીશ," એમ કહી ગોવિંદબાબુએ તેને પુન: રવાના કરી દીધી. આનો કાંઇપણ અર્થ પ્રભાકર અથવા નરેન્દ્ર સમજી શકયા નહિ, તરંગીણીને-સૌંદર્યની આ જીવતી પ્રતીમાને જોઇ નરેન્દ્ર મુગ્ધ બની ગયો.

"નરેન્દ્ર!" ગોવિંદબાબુએ નરેન્દ્રને ઉદ્દેશીને કહ્યું," મને આ માત્ર એક મારી પુત્રી છે તે સુશીલ, સદાચારી અને નિતિમાન બાળા છે એ કન્યાનું જે કોઇ પાણી ગ્રહણ કરશે તેની આજ્ઞા પ્રમાણે હું મારૂં જીવન ગાળીશ એવી મારી પ્રતિજ્ઞા છે!"

"તો નરેન્દ્રબાબુ તમારી એ પ્રતિજ્ઞા પણ પુરી પાડશે !" નરેન્દ્ર કાંઇ ઉત્તર આપે તે પહેલાંજ પ્રભાકર બોલી ઉઠયો, એમ કરવામાં તેની ઇચ્છા એ હતી કે નરેન્દ્ર કદાચિત ના કહી પોતાની આશા ધૂળ કરી નાંખે નહિ, પ્રભાકરે ઉત્તર આપવાથી નરેન્દ્ર મૂકવૃત્તિજ ધારણ કરી રહ્યો અને નીચી નજર રાખી ગુપ્ત રીતે પોતાની અનુમતી દર્શાવતો હોય તેમ જણાવ્યું.

'ઠીક, ત્યારે આપ કયારે પધારશો ? તમે આવશો ત્યારે મને મુક્તિ મળશે કારણ કે હાલમાં નરેન્દ્રના મુનીમનું બધુ કામ મારે કરવુ પડે છે !" પ્રભાકર બોલ્યો.

"બાબુજી ! હું કાલથી આપને ત્યાં આવવાનું શરુ કરીશ !" ગોવિંદ કુમારે ઉત્તર આપ્યો. પ્રભાકર અને નરેન્દ્ર બન્ને પોતાને પથે પડયા.

# પ્રકરણ ૪ થું.

## કાળોનાગ.



ગોવિંદકુમારને ત્યાંથી ઘેર આવ્યા પછી તેઓ બને નિદ્રાધીન થયા પણ પ્રભાકરને સારી રીતે નિદ્રા આવી નહિ. તે વચ્ચે વચ્ચે જાગતો હતો અને આમ તેમ કાન રાખીને સાંભળતો હતો, એવામાં પ્રબોધબાબુ જે બંગલામાં રહેતા હતા ત્યાંથી તેને કાને એક ભયકર અવાજ આવ્યો, આ અવાજ સાંભળતાંજ તે ભય પામ્યો અને પોતાની પિસ્તોલ લઇ પ્રબોધના

બંગલે જવા માટે તૈયાર થયો-જેવો તે નરેન્દ્રના બંગલા નીચે પગ મૂકે છે કે સનનન કરતી બે ગોળી આવી અને તેના માથા ઉપરથી ચાલી ગઇ, તેણે તેની જરા પણ પરવા રાખી નહિ, પરંતુ આગળ જતાં પ્રભાકરે જે બીજું એક ભયંકર દૃષ્ય જોયું તેથી તેની છાતી કંપવા લાગી, આ વિશાળ અરણ્યમાં ઘણે દૂર ઝાડીમાં દિપકનો લાલ પ્રકાશ પડતો તેની દૃષ્ટિએ પડયો. આ પ્રકાશ જોતાંજ પ્રભાકર ચમકયો, તેણે પ્રબોધના બંગલાનો માર્ગ છોડી દીધો અને એ જંગલમાંજ તે આગળ વધ્યો, આગળ જતા તે એક ઝુંપડી પાસે આવી પહોંચ્યો અને ત્યાં ઉભા રહી ઝુંપડી પાસેનું દૃષ્ય જોઇ રહ્યો. એ ઝુંપડીના બારણામાં એક સ્ત્રી બેઠી હતી અને તેની સામે શ્યામ વસ્ત્રધારી એક પુરૂષ હસ્તમાં લાલ ફાનસ લઇ ઉભો હતો. પ્રભાકર એ બંન્નેની વાત સાંભળતો હતો. પેલા શ્યામ વસ્ત્રધારી પુરૂષે તે સ્ત્રીને ઉદ્દેશીને કહ્યું, " પ્રમિલા ? તારા ઉપવાસ આજે પુરા થયા કે નહિ વારૂ ? "

" હા, " પ્રમિલાએ ઉત્તર આપ્યો, " પરંતુ તેથી મારા ચિત્તમાં કોઇપણ પ્રકારનો ફેરફાર થયો નથી, હુ મારો નવસરહાર નથીજ આપવાની ! "

" પ્રમિલા ! તુ હાર નથી આપવાની ? એ હાર મારા મરણનું ચિન્હ છે, તેના અક્ષરે અક્ષર ઉપર મારૂં મોત છે અને મારી અપકીર્તિ લખેલી છે, શુ મારૂ અકલ્યાણ થાય એ તને પ્રિય છે ?

" દુખોથી હુ દબાઉં ને સડે આ દેહ કષ્ટેથી,
સુણી મુજ આર્ત પોકારો સુખી શુ થાય તુ તેથી ?
ન રાખો વ્યર્થ હઠ આવી જીવન સંગ્રામ આ મારો,
હણાશે હાય ! તારાથી જશે મુજ પ્રાણ ગોઝારો. "

માટે ગમે તે પ્રકારે હાર આપી મને મરણના ભયથી મુકત કર."

" નહિ થાય ! બાપુજી ! માતાનો આદેશ છે કે મરતા સુધી આ હાર કોઇને આપવો નહિ એટલે હું તે કદાપી પણ કોઇને આપી મારી માતાનું વચન તોડનાર નથી."

" પણ પ્રમિલા ! તારી માતા એમ જાણતી નહોતી કે એ નવસરહાર મારા મૃત્યુનું કારણ થશે, જો તેણે તેમ જાણ્યું હોત તો કદાપી પણ તને આવો આગ્રહ કરત નહિ."

" પણ તેની આજ્ઞા થઈ છે, એટલે તો મારે તે પાળવીજ જોઇએને, કારણ કેઃ—

"જગતમાં જન્મ આપીને જીવનમાં શ્રેષ્ઠતા આણી,
પિવાડ્યા દેહનાં પય એ બધો ઉપકાર માતાનો !
કહી મુજ બાળ નાનકડું હૃદયથી પ્રેમ કરનારી,
જરૂર છે અન્નપુર્ણાનો ખરો અવતાર માતાનો !"

" પ્રમિલા ! જો તું નહિજ માનશે તો બળાત્કારે પણ તારી પાસે મારે એ નવસરહાર મેળવવો પડશે અને તેથી તારા જીવનને પણ એક ગુપ્ત પ્રસંગ પ્રકટ થશે ! "

" તેની મને પરવા નથી, માત્ર મારી માતાનું વચન જાળવવા એટલે બસ છે, તે સિવાય મારો બીજો અભિલાષજ નથી.

"દીધું જેણે જીવન તેનો હૃદયમાં સ્નેહ મેં રાખ્યો,
સદા રક્ષણ કરૂં એનું ખરો એ ધર્મ મારો છે,
પડો આકાશથી આફત બધાં કષ્ટો સહી લઇને,
તજું ના ટેક મારો હું જીવનનો એ કિનારો છે."

" પણ તેને માટે શું તારે મારૂં જીવન ધૂળ કરવું છે પ્રમિલા ! એ નવસરહારમાં મારૂં મોત છે. તારા માતૃપ્રેમને ખાતર આપણી રક્ષા કરી પરાયાનો સર્વ નાશ કરવો એ પણ પાપજ છે."

' હઝારોના ગળાં કાપી પછી નિજ દેહની રક્ષા,
કરી આ જીંદગી જગમાં રહી યા ના રહી તો શું.
જીવનભર દુઃખ જો વેઠયાં શરીર સંતાપમાં ગાળ્યું,
પછી કિરતારની કરૂણા થઈ યા ના થઈ તો શું.
પિતામાં પ્રાણ હરનારા હળાહળ જ્યાં ભર્યાં એવાં,
નવાણોમાં કદી વર્ષા વહી યા ના વહી તો શુ."

માટે હાર આપી દઈ તારા અને મારા જીવને ચિંતાથી મૂકત કર.

"બાપુજી ! એ થાય તેવું નથી. ગમે તેવા દુઃખો પડવા છતાં પણ મારો વિચાર ફરવાનો નથી એ નિશ્ચય છે"

"તો તારા લગ્ન પણ હું કરી આપનાર નથી–અને આ કારાવાસમાથી તારી મૂકિત પણ થનાર નથી, શું કૌમારાવસ્થામાંજ જીવન ગાળવું એ તને પ્રિય લાગે છે ? પ્રમિલા ! યાદ રાખજે હું કાળો નાગ છુ, મારો દંશ તારો જીવ લેશે.

"જુઓ જગમાં પશુ પક્ષી નિહાળો વૃક્ષ વેલીને
વિભુએ સર્વ સૃષ્ટિ આ રચી સંયોગથી કેવી ?
શ્રીમંતો કે ભિખારી હો છતાં અન્તની બધી બાળો
જીવન નિજ પ્રેમમાં ગાળે સદા ઉપભોગને સેવી."

"જો નવસરહાર ન આપતાં આપ એજ શિક્ષા કરવા માંગતા હોતો પછી આનંદથી તેને પણ સહન કરીશ પણ મુજ અભાગીના હૃદયના શ્રાપથી આપના પાપનો પ્રકાશ જગતમાં જરૂર થશેજ અને તેથી પણ હું દુઃખ મૂકત થઇશ, કારણ કેઃ—

"અધર્મિના અધમ કામો છુપે છે ચાર દિન માટે,
છતાં અંતે પ્રપંચો તે ફૂટી પાપો પ્રકાશે છે.

અને વળી પાપનો પૈસો મળ્યા કેડે અમુક વર્ષે,
બધું લઇ વ્યાજ પણ સાથે સ્વગૃહથી દૂર નાસે છે.
કુટિલ એ પાપની મસ્તિ હણે છે ધર્મની હસ્તિ
સુજન શયતાનના કર્મો નિહાળી ખૂબ ત્રાસે છે!"

"યાદ રાખ પ્રમિલા! આનું પરિણામ ઘણું ભયંકર આવશે!!"

"તેની મને પરવા નથી!" પ્રમિલાએ ઉત્તર આપ્યો તે સાથેજ તે પુરુષે એક એવી ગુપ્ત કળ દબાવી કે તે આખું ઝુંપડું જમીનમાં ઉતરી ગયું, તે શ્યામ વસ્ત્રધારી પુરૂષ પણ ત્યાંજ અદ્રશ્ય થઇ ગયો.

# પ્રકરણ—૫ મું.

## લાલદિવો!

" અધર્મિ દુષ્ટ ને પાપી પ્રથમ વિશ્વાસ દીલ આપી,
પરાયાના હૃદય માંહી દયાની છાપ છાપે છે.
સધાતાં કાર્ય પોતાનું ઉગે નિજ ભાગ્યનો ભાનુ,
સુહૃદયના કંઠને સ્હામી છરીથી છેદ આપેછે"
અરે, એવા અધર્મિના કુટિલ કાળા કુકર્મિના
ખુની દુષ્કર્મને દિલમાં રહીને દેવ માપે છે"





પ્રભાકર આ ભયંકર દેખાવ જોઇ આશ્ચર્યમાં પડી ગયો, ત્યાં આગળ સઘળે પુનઃ નીર્જન શાંતી પથરાઇ ગઇ, અને રાત્રીનો ઘોર સમસમાટ પ્રભાકરને કાને પડયો. પ્રભાકર ત્યાં ખોટી ન થતાં પુનઃ જે માર્ગે તે નરેન્દ્રના બંગલામાંથી બહાર

ગયો હતો તેજ માર્ગે પાછો આવીને બંગલાની નીચે ઉભો રહ્યા અને પોતે નિહાળેલા વિચિત્ર પ્રસંગનો વિચાર કરવા લાગ્યો! એટલામાં તેણે અરણ્યમાં જેવો દિવાનો પ્રકાશ નિહાળ્યો હતો તેવોજ પ્રકાશ નરેન્દ્રના બંગલામાં પણ પડતો જોયો, પ્રભાકર તરતજ ઉપર ચઢી ગયો. તેણે અગાશીમાં એક સુસ્વરૂપ યુવતીને હાથમાં લાલ દિવો ધારણ કરી તેનો પ્રકાશ સામેના અરણ્યમાં નાંખતી જોઈ, તેવોજ પ્રભાકર આગળ ધસ્યો અને તેણે તે યુવતીનો હાથ એવા જોરથી પકડયો કે તેના હાથમાંથી ફાનસ નીચે પડી ગયું ફાનસ નીચે પડતાંજ ત્યાંથી ધડાધડ ગોળીઓ છુટવા લાગી અને પ્રભાકર તે વચ્ચે ઘેરાઇ ગયો પરંતુ તેણે ધૈર્ય છોડયું નહિ અને પેલી અબળાને પોતાના હાથમાંથી છોડી દીધી નહિ. તે તેને ધસડીને પોતાની ઓરડીમાં લઈ ગયો અને પોતાની બત્તી સળગાવી તેનો પ્રકાશ તે સુંદરીના મુખ પર પાડયો! આ જોતાંજ પ્રભાકર આશ્ચર્યમાં લિન થઇ ગયો, એ બાલિકા ગોવિંદ કુમારની પુત્રી તરંગીણીજ હતી પ્રભાકર આશ્ચર્ય પામ્યો અને તેણે તેને પૂછ્યું, "તરંગીણી! તું અત્રે કયારે અને કેવી રીતે આવી?"

'તમારી સાથેજ હું પણ અત્રે આવી, જેવા તમે મારા ગૃહથી પાછા ફર્યા કે તે સાથેજ ગોવિંદબાબુએ મને પણ રવાના કરી દીધી કારણ કે હવે આ ઘર મારૂંજ છે, હુંજ અલ્પકાળમાં આ ગૃહની સ્વામીણી થનાર છું,"

"પણ અમારી સાથે તારો ગુપ્ત આવવાનો ઉદ્દેશ શું હતો વારૂ? જો તારે અમારી સાથેજ આવવું હતું તો તે અમને પ્રથમથીજ શા માટે કહ્યું નહિ?"

"મારે આ ગૃહની ગુપ્ત તપાસ લઇ એક બાબત શોધી કાઢવી હતી."

"તે કઇ ?"

"નરેન્દ્ર બાબુના પતિ મરણ પામ્યા છે એ વાત તો ખરી પણ તેમને બીજી કોઈ અબલા જોડે સ્નેહ છે કે કેમ તેજ મારે અવલોકવું હતુ કારણ કે નરેન્દ્ર સાથે મારૂં ભાગ્ય જોડાવાનુ છે."

"તો પછી તમે આ દિપકનો લાલ પ્રકાશ કોને બતાવતા હતા. અને તેમ કરવામાં તમારો શું ઉદ્દેશ હતો ?

"મને ક્ષમા આપો ભાઇ ! એ વાત ઘણીજ ગુપ્ત રહેવા દો. એ વાત જો આપના જાણવામાં આવશે તો મહા અનર્થ થશે અને તેથી એક નિર્દોષ માણસને પોતાના પ્રાણ આપવા પડશે !"

"છતાં તરંગીણી ! તારે એ વાત અમને જણાવવીજ પડશે, તે વગર અહીંથી તારી મૂકિત થનાર નથી." પ્રભાકરે કહ્યું.

"તો મને વચન આપો કે મારી કહેલી વાત આપ કોઇ બીજાને કહો નહિ, જો એટલી ખાત્રી મળશે તો પછી મારા જીવને પરમ સતોષ થશે !

"કબુલ છે તરંગિણી ! તારી વાતમારી પાસેથી બીજે જાય એવુ નથી."

"ત્યારે સાંભળો ! ભાઇ ! મારો એક નાનો ભાઇ છે તે આજ કેટલા દિવસ થયા રાજપુરના એક ધનિક ગૃહસ્થનું ખુન કરી અત્રે ન્હાસી આવ્યો છે હું તેને જ્યારે આ દિપક બતાવું છું ત્યારે તે આવે છે અને અમારે ત્યાં ભોજન કરી પાછો એજ જંગલમાં ભમતો ચાલ્યો જાય છે !"

"તરંગિણી! શુ તુ સાચુ બોલે છે?" પ્રભાકર બોલ્યો.

"આયુષ્ય! ખોટુ બોલવાની તરંગિણીને ટેવ નથી. તે કદી ટુ બોલતી નથી, સાચું એતો મારૂં સર્વસ્વ છે પણ ભાઇ! હવે ને છોડી દો કે હુ મારે ગૃહે ચાલી જાઉં! જો મને અંત્ર ઉભી રહેલી દાખાયુ જાણશે તો તેઓ અતિશય ગુસ્સે થશે!"

પ્રભાકર આ સાંભળી વિચારમાં પડી ગયો તેને તરંગિણીને કત કરવી કે પોતાના કારાવાસમાંજ રહેવા દેવી એ કાંઇ સુઝયું નહિ તે તેણે તેનો કંઠ છોડી દીધો અને તેને કહ્યું, "તરંગિણી! આજે તને હું મુકત કરૂં છુ પણ પુનઃ આ પ્રકરનું સાહસ કરીશ નહિ. તેમ થયું તો હવે પછી તારો પ્રાણ લઇશ એમાં શંકા નથી."

તરંગિણીનો કંઠ પ્રભાકરે છોડયો, તેવીજ તે ઉભી થઇ ગઈ અને હાસ્યમાંથી નીચે ઉતરી પોતાના ગૃહ તરફ રવાના થઇ!

---

# પ્રકરણ છઠ્ઠું.

## આ કોણ?

"તપાવી શુદ્ધ કંચનને ભલે તાવો ટીપો ઝાઝું,
છતાં તે કષ્ટ વેઠીને પ્રભા પોતે વધારે છે.
સુકોમળ શોભતા રંગી ધવલ પુષ્પો દબાયાથી,
જગતના કષ્ટ સંહારી બધા વ્યાધિ વિદારે છે.
સુજન સંકષ્ટની તેવી શીરે ઝડિઓ સહન કરીને,
મરણ પામે છતાં દિલથી અડગ નિજ ટેક ધારે છે!"



તરંગિણી ઉતાવળે પગલે પોતાને ઘેર ચાલી ગઇ, ગોવિંદભાઇ એજ સમયે ત્યાં આવી પહોંચ્યા. તેમનું હૃદય આ વખતે ધડકતું હતું, તેમણે આવતાની સાથેજ તરંગિણીને પૂછ્યું "તરંગિણી' શું થયું !"

"પ્રભાકરના હાથમાં આવી હતી પણ છટકી ગઇ! કોઇ રીતે તમારો પ્રપંચ ફુટયો નથી, પરંતુ હવે એ કામ કરતાં સંભાળજો !"

"કેમ વારૂ ?"

"સમય ભયંકર છે !"

"એવા તો ઘણાં ભયંકર સમય આવી ગયા !"

"પણ આ પળ ખરાબ છે ?"

"શા માટે ?"

'પ્રભાકરને તમારા ઉપર સખ્ત શંકા ગઇ છે. જો આજેજ મેં જેવા જવાબો આપ્યા તેવા જવાબો ન આપ્યા હોત તો તે તમને કેદ કરી લેત !"

"ત્યારે હવે એજ પ્રયત્ન આવતી કાલે કરીશું. આજે હું મારા સાથીઓ સાથે આવતો હતો પરંતુ તારો દિપક નષ્ટ બની ગયો એટલે અમે માંડીજ વાળ્યું.

"એ ઠીકજ થયું !"

"મેં તને એટલાજ માટે દિવો ધરી ત્યાં ઉભી રાખી હતી અને મારા માણસોને પણ હુકમ આપ્યો હતો કે જ્યાં સુધી એ

દીવો, કાયમ રહે ત્યાં સુધી ખુશીથી ધાડ પાડજો ! જો કોઈ ગૃહમાંથી જાગી ઉઠશે કે તરતજ દિવો શાંત થઇ જશે. એટલે તારો દિવો નષ્ટ થતાંજ અમે ત્યાં આવવાનું બંધ કર્યું ?

"ઘણુંજ યોગ્ય થયુ, જો ત્યા તમે આવ્યા હોત તો બહુ ઉત્પાત થાત" !

"પણુ પ્રભાકરનું તો કાસળજ ગયું હોત !"

"ના, કદાચ પ્રભાકરે તમારાજ આયુષ્યનો અંત આણ્યો હોત."

"ઠીક, પણ તરંગિણી ! તારે હવે એક બીજી જવાબદારી તારા શીર પર લેવાની છે."

"તે કઇ ?"

"તારે આવતા માસમાં નરેન્દ્રબાબુ સાથે લગ્ન કરવું પડશે !"

"મારે !"

"હા તારે !"

"મારા શિયળનું શું !"

"પૈસા આગળ બધું ખોટું છે.

"મળે ત્રણ લોકનો વૈભવ  મહત્તા માન પૈસાથી,
ટળે વ્યાધિ ઉપાધિઓ  અને સંતાપ પૈસાથી.
જગત પૈસા કમાવાને  જીવન ધારી રહેલું છે,
પીરો પયગંબરો પણુ થાય  છે વશ માત્ર પૈસાથી !

"પણુ તેથી શું ?"

"નથી પૈસો અને ધનધામ  આ ચિરકાળને માટે,
જીવન, ધન, જીંદગી, જર એ  મહત્તા ચાર દહાડાની,
મળી છે દેહ માનવને  સદા સત્કર્મ આદરવા,
મુદત એ દિવ્યનૌકાની  ગણાએ ચાર દહાડાની,

મનુષ્યોની પ્રભા જગમા ખિલી પુષ્કળ પ્રકાશે છે,
ચમકતી ચંદની જેવી પ્રભા એ ચાર દહાડાની.

પછી આ દેહને પાપ અને સંતાપમાં ભરવાનું કાંઇ કારણ નથી.”

“તો મારી બધી ગોઠવેલી બાજી ધૂળ થશે, મારો પ્રપંચ ફૂટી જશે અને હું માર્યો જઇશ !”

“તમારી રક્ષા કરવાનું મારામાં બળ છે ?”

“મારી રક્ષા તરંગિણી તું કરી શકશે, તે કેવી રીતે ? મારા પ્રાણ તારાથી ઉગરે તો તે આ એકજ રસ્તો ! અને જો તેજ વાતનો તે અસ્વિકાર કર્યો તો જેલખાનામાં રહી તારે આખુ આયુષ્ય ગાળવું પડશે!”

“ધર્મને માટે ગમે તેવા દુ:ખો પડે તે સહન કરવા એ માણુ-ગોનું કર્તવ્ય છે અને શિયળરક્ષા એજ સ્ત્રીઓનું સર્વસ્વ છે.

“શિયલ છે ધર્મ સાચો એ ખરો તે માર્ગ અબળાનો,
પતિવ્રત એજ પ્રમદાનું જીવન ઉદ્ધારનારૂ છે.
ભયંકર વિશ્વ સાગરમાં સ્ત્રીઓની દેહને માટે
વિધાતાએ સૃજેલું એ શિયલવ્રત તારનારૂ છે !”

“તરંગિણી ! એ તો બધાં સ્વાર્થ સાધુઓના ઢોંગ છે. જીવન સુખમાં ગાળવાને માટે ગમે તેવા પાપકર્મો કરવા પડે તેમાં શું થયું? એ ખરાબ કર્મને અંતે મળનરૂં સુખ તેજ મોક્ષ છે.”

“ગમે તેમ હોય પણ મને આ સિવાય બીજું કાંઇપણ કામ સોંપો, તે કાર્ય બજાવવાને મારી ના નથી પરંતુ આ કૃત્ય તો મારે હાથે પાર પડવાનુ નથી.”

“તે પાર પાડયા વગર છૂટકો નથી !”

“મરણ કરતાં બીજી કોઇ ભયંકર શિક્ષા નથી.”

"એટલે શું તું તે કાર્ય કરતાં મરણને વધારે પસંદ કરે છે? તરંગિણી! ફરી તારા મુખમાંથી આવા ઉદ્ધત શબ્દો નિકળતાંજ મારી તલવાર તારા ટુકડે ટુકડા કરી નાખશે અને તું આ દુનીયામાં હતી. ના હતી થઇ જશે!

"મૃત્યુ એકજવાર આવે છે.

"પશુ પક્ષી જગતના ઝાડને પ્હાડો ભયંકર આ,
છતાં તેનો પ્રલય અંતે ગમે ત્યારે થનારો છે.
પછી આ દેહ માનવની હશે ચિરકાલ ટકનારી?
ન એવું આ શરીર પર એ મરણનો મુખ્ય મારો છે."

એમ સમજીને પણ મારા વ્રતમાં અડગ રહીશ કે મેં ધર્મને માટે પ્રાણ છોડયો છે." તરંગિણી બોલી. તેજ પળે ગોવિંદે કાંઇક ગુપ્ત સંજ્ઞા કરી, તે સંજ્ઞા થતાંજ આજુબાજુથી આઠ માણસો ધસી આવ્યા, તરંગિણીના હાથ પગ તેઓએ બાંધી લીધા અને તેને ઉંચકી લઇ ચાલવા માંડયું પણ તેટલામાં પ્રભાકર પણ ત્યાં ધસી આવ્યો. પ્રભાકરને અવલોકતાંજ ગોવિંદકુમાર પોતાની બારીમાંથી કુદી પડયો અને વાયુ વેગે એ અરણ્યના પ્રદેશ તરફ દોડવા લાગ્યો, પ્રભાકર પણ તેની પાછળજ દોડયો, આમ દોડતા દોડતા પ્રભાકરે એક ખુલ્લા મેદાનમાં આવી પહોંચતાંજ પોતાની પિસ્તોલ કાઢી અને તે વડે ગોવિંદ ઉપર છુટે હાથે ગોળીઓ છોડવામાંડી પણ એટલામાં ત્યાં એક સ્થળે મુકેલો એક શ્યામવર્ણિય પત્થર ખસી ગયો અને ત્યાંથી આઠદસ માણસો બહાર નીકળી આવ્યા. આથી પ્રભાકર જરા ભય પામ્યો છતાં ધૈર્ય રાખી તે ઉભો રહ્યો અને પોતાની પિસ્તોલ તેની ગોળીઓ ચારે બાજુએ છૂટે એમ ફેરવવા લાગ્યો! અને તેવીજ રીતે ગોવિંદની પાછળ દોડવા

મ ડયો ગોવિંદ આગળ દોડતા દોડતા એક વડના વૃક્ષ ઉપર ચઢી ગયો, પ્રભાકર પણ તે વૃક્ષની પાસે આવી રહ્યો અને થોડેક દૂરજ ઉભા રહી પોતાની પિસ્તોલ બરાબર સામે તાકી ઉભો રહ્યો. આ વખતે તેની પાછળ પડેલા માણુસો પાછા ન્હાસી ગયા હતા, પ્રભાકર આમને આમજ સામે જોતો ત્યાં ઉભો રહી રહ્યો એટલામાં તેજ ઝાડપરથી એક માણુસ નીચે ઉતરી આવ્યો અને તેણે પ્રભાકરની સામે આવી તેને કહ્યું, "અહો, પ્રભાકર મહાશય ! ક્યાં પધારો છો !" આ પ્રશ્ન સાંભળી પ્રભાકર આશ્ચર્યમાં લીન બની ગયો. ગોવિંદકુમારને બદલે તેની આગળ આવીને ઉભો રહેલો માણુસ સર્વથા જુદોજ હતો ! પ્રભાકરે તેને ઓળખ્યો, તે છુપી પોલીસખાતાનોજ પ્રભાકરનો સહયોગી હતો ! તેને જોતાંજ પ્રભાકર પોકારી ઉઠ્યો "આ કોણ !"



# પ્રકરણ–૭મું.

## જાદુઈ દુનીયા !

"ન જેને ધર્મની પરવા ન ઇચ્છા મોક્ષ કિર્તીની,
અધમ એવા અધર્મિને કહો ડર પાપનો શો છે,
તપાસો દુષ્ટ પર રાખો છતાં મિથ્યા થશે સઘળું,
જગતમાં ધુર્ત ચોરોની ખરેખર! ચાર આંખો છે."



પ્રભાકર પોતાની સામે ગોવિંદકુમારને બદલે શ્રીનિવાસને નિહાળતાંજ આશ્ચર્ય પામ્યો. શ્રીનિવાસ પણ છુપી પોલિસ ખાતામાંજ હતો અને તેની તથા પ્રભાકરની હમ્મેશાં હરિફાઇ થતી હતી

પ્રભાકર જે કેસો પકડી કાઢતો તેને ઉંધા વાળી દેવા શ્રીનિવાસ પ્રયત્ન કરતો અને શ્રીનિવાસના કાર્યો એવીજ રીતે પ્રભાકર ઉંધા વાળતો, શ્રીનિવાસને અવલોકતાંજ પ્રભાકરને અતિશય ક્ષોભ થયો પણ તે કાંઈ બોલ્યો નહિ, શ્રીનિવાસ પણ ત્યાંથી તેને કુશળ સમાચાર પૂછી રવાના થઇ ગયો. પ્રભાકર હવે પાછો નરેન્દ્રને ત્યાં ન જતાં પોતાના અધિકારીને મળવા માટે સીધોજ કલક તે ગયો. પ્રભાકરે આ વખતે સાદાંજ કપડાં પહેરેલાં હતી, તેના માથા ઉપર સાદી ટોપી હતી, ડીલમા એક શ્યામવર્ણિય કોટ પહેર્યો હતો, તેવુંજ સાદું ધોતીયું હતું અને પગમાં દેશીઘાટના જોડા પહેરેલાં હતા એટલામા અચાનક એક માણસ આવી તેના ચરણો આગળ ધમ દઇને પડી ગયો અને તરતજ ઉભો થઇ પ્રભાકરને એક પાકીટ બતાવી કહેવા લાગ્યો, "અહોહો! બાબુજી! આ પાકીટ તમારૂં છે કે જુઓ! એમાં એક સોનાની મુદ્રિકા છે, હું ધારૂં છુ કે તે તમારીજ હશે નહિ વારૂ?"

આ પ્રશ્ન સાભળતાંજ પ્રભાકરને અપૂર્વ આશ્ચર્ય થયું, તે આવા ધુર્તોથી છેતરાય એવો હતોજ નહિ છતા તેણે કુતુહલ વૃત્તિથી તેને કહ્યું, "ના ભાઇ! એ પાકીટ મારૂં તો નથી પરતુ તમને મારા પગ આગળથી જડયુ છે એટલે તેમાં મારો અર્ધો ભાગ તો ખરોજ! જૂઓ વારૂ, એ પાકીટ ઉઘાડીને તેમાં શું છે?"

પ્રભાકરના આ શબ્દો સાંભળતાંજ તે માણસે પાકીટ ખોલી નાંખ્યું અને તેમાથી એક ઉત્તમ સુવર્ણ મુદ્રા કાઢી આપી અને કહ્યુ, "શેઠજી! જૂઓ આ પચ્ચીસ રૂપીઆની કિમતની વિંટી હશે પણ હું નિર્ધન છું જો તે મારી પાસેજ રહેશે તો પોલિસો મને પકડી લઈ જશે માટે તમેજ તે રાખો અને મને એ વિંટીના બદલામાં દશ રૂપીઆજ આપી દો!"

પ્રભાકરે તરતજ ખીસામાંથી દસ રૂપિયાની નોટ કાઢી તેના હાથમાં મૂકી દીધી અને એ વીંટી લઇ પોતાના ખિસામાં મૂકી, પેલો માણસ દસ રૂપીઆ લઇ કોઇ અદ્રષ્ય સ્થળે પલાયન કરી ગયો! એટલામાં પાછળથી એક પોલિસે આવી પ્રભાકરનો હાથ પકડ્યો અને તેને કહ્યું, "ખબરદાર! જો એક પણ ડગલું આગળ ભર્યું તો! તમારી પાસે બાબુ વિશ્વરંજનની મુદ્રિકા છે અને બાબુજીનું ખુન થયુ છે, તે કદાચિત તમેજ કર્યું હશે! તમે 'તમેજ વિશ્વરંજન બાબુના ખુની છો!"

પ્રભાકર આ લિલા જોઇ પોતાના મનમાં ને મનમાં હસતો હતો તેને માહિતી હતી કે આ બધી છલવિદ્યાજ છે છતાં તે માત્ર કુતુહલ વૃત્તિથીજ આ સઘળુ જોઇ રહ્યા હતો,તેણે ધીમે રહીને એક નોટ તે પોલિસના હાથમાં મૂકી દીધી અને પોતે આગળ ચાલ્યો. સામે ચાલતાંજ તેણે એક મોટી બિલ્ડીંગ નિહાળી, આ બિલ્ડિંગ એક પ્રખ્યાત વિશી-લોજને માટે વપરાતી હતી, પ્રભાકરે એજ વીશીમાં પોતાનો ઉતારો લીધો. તેણે ત્યાં જઇ એક કમરામાં-ઓરડામાં પોતાના કપડાં ઉતારી મુકયા અને પછી નીચે ચાલીમાં આવેલા નળપર સ્નાન કરવા ગયો! સ્નાન કરીને લીલા ધોતીયા ભેરજ ઉપર આવતાની સાથેજ પ્રભાકરે જોયું કે એ હોટલનો રંગ બદલાઇ ગયો હતો, અને પોતે જે ઓરડામાં ઉતર્યો હતો તે ઓરડામાં બરાબર વચ્ચેજ એક મોટી ખુરસી ઉપર એક શ્યામ વસ્ત્રધારી પુરૂષ બેઠો હતો. પ્રભાકરને ઉપર ચઢતો જોઇ તેણે કહ્યું, "ખબરદાર! આ બંગલામાં કોઇને ચઢવાનો અખત્યાર નથી."

"પણ આ તો પથિકાશ્રમ છે ને!" પ્રભાકરે ઉત્તર આપ્યો.

"આ પથિકાશ્રમ છે? ચંડાળ! આ તો મારો બંગલો છે અને એ મહાલયનો માલિક આ તારી સામે ઉભો છે! ચાલ-નીચે ઉતર!"

તે માણસે પ્રભાકરને ઉદ્દેશીને કહ્યું; પ્રભાકરને એ કુતુહલ બહુ ભારે થઇ પડયુ, તે તરતજ દાદર તરફ પાછો વળ્યો પરંતુ જેવો સીડીના પહેલાં પગથીઆ ઉપર પગ મૂકે છે કે તરતજ તે સીડી સીધીજ જમીનમાં ઉતરી ગઇ. અને પ્રભાકર એક ભયંકર ભોંયરામાં બંદિવાન થઈ ગયો. તેને પોતાની કુતુહલ પ્રિયતા માટે ઘણોજ પશ્ચાતાપ થવા લાગ્યો પણ હવે તેને બંધનમૂક્ત થવાને માટે કોઇપણ પ્રકારનો માર્ગ અવશેષ રહ્યો નહોતો. તે ત્યાં બેઠો બેઠોજ પોતાની મુર્ખતા ઉપર વિમાસવા લાગ્યો, અને આ જાદુઇ દુનીયાની વિચિત્રતાથી મુગ્ધ બની ગયો

# પ્રકરણ ૮મું.

## "હું એવી નથી!"

"સમય સંકટ તણો પડતાં શીરે આફત વહે ત્યારે,
સ્ત્રી, મિત્રોને સંબંધીની પરીક્ષા થાય છે સાચી
જડે ના! ના! કદી જગમાં ખરા મિત્રોતણી જોડી,
જવાહિર મિત્ર છે કહેવત. જરૂર કહેવાય છે સાચી!"





પ્રભાકરના આવી પહોંચવાથી તરંગિણીને છૂટી મૂકીનેજ ગોવિંદ કુમારના સેવકો પઃપલાયન કરી ગયા એટલે તરંગિણી મૂકત થઈ પોતાની દુખીની દશા માટે ખેદ કરવા લાગી. આ તરફ નરેન્દ્ર પ્રભાકરની વાટ જોતો બેસી રહ્યો પણ પ્રભાકરનો કોઇ પ્રકારે પત્તાજ લાગ્યો નહિ,

આ રીતે આઠ દિવસ વહી ગયા એક દિવસ નરેન્દ્ર પોતાના ઓરડામાં બેસીને એક પુસ્તક વાંચી રહ્યો હતો,ત્યાં અચાનક એક અનુચરે તેના હાથમાં જઇ એક ચિઠ્ઠી મૂકી, નરેન્દ્રે પત્રિકા ઉઘાડી, વાંચી અને તરતજ તે કપડા પહેરી નીચે ઉતર્યો. ક્ષણભર આમતેમ ફરી તેણે પોતાના મહાલયની પાછળ આવેલી વૃક્ષકુંજમાં જવા માટે પ્રયાણ કર્યું, એ કુંજમાં તરંગિણી આવીને બેસી રહી હતી અને તે નરેન્દ્રની વાટ જોતી હતી. નરેન્દ્રને જોતાંજ તરંગિણીએ પોતાનો પાલવ સરખો કર્યો,તે ઉભી થઇ ગઇ અને નરેન્દ્ર પ્રત્યે એક પ્રેમયુક્ત દ્રષ્ટિપાત કરી તેને કહ્યું, " આવો નરેન્દ્ર ! આપને મારે લીધે સશ્રમિત થવુ પડયું તેની ક્ષમા યાચુ છુ. "

" ના ના ! તરંગિણી ! એમા મને તારે લીધે કાંઇ ખાસ શ્રમ લેવા જેવું થયુ જ નથી, હું રોજ સંધ્યાકાળે ભાર્ગવી નદીપર ફરવા જાઉ છુ, આજે ત્યાં ન જતાં તારી પત્રિકાને જોઇ અહિંજ આવ્યો, તારી પ્રેમપત્રિકાએતો મારા હૃદયમાં જાણે સુધાની વૃષ્ટિ કરી ! "

"બાપુજી ! એ પ્રેમપત્રિકા નથી !"

" ત્યારે, તરંગિણી મારા પર પ્રેમપત્રિકા ન લખશે તો કોણ લખશે ? "

" તરંગિણીનો એ અધિકાર નથી. "

" તે કઇ રીતે ? "

" એ ઇશ્વરને પૂછો ! "

" મારો ઇશ્વર તરંગીણીનો અમર આત્માજ છે. "

" તો એ આત્માજ કહે છે કે એ પત્રિકાના અક્ષરે અક્ષરમાં વિષ ભરેલું છે. "

"તરંગિણી ! તારા બોલવામાં કાંઇ ભયંકર ભેદ સમાએલો ભાસે છે."

"અને તે તમને કહેતાં મારા પ્રાણ ત્રાસે છે !"

"બોલ ! બોલ ! તારા શબ્દો સાંભળવા એ મારે મન ઘણીજ આનંદની વાત છે. તારા મુખ પ્રદેશમાંથી શ્રવતી મનોહર આનંદધારા મારા આત્માના પરિતાપને દૂર કરે છે.

"ઝરે આકાશથી જેવી શશીના તેજની ધારા,
પીને અમૃત મધુરું એ ચકોરી પ્રાણ ધારે છે,
મને તેવું મધુર તારૂં ગમે છે બોલવું મીઠું !
અને મારા હૃદયમાં તે પ્રણય વૃત્તિ વધારે છે"

"પણ મારા મુખની સુધાનો અભિલાષ કરવો એ તમારા જેવા ભદ્રપુરૂષને માટે પાપ છે. તમારી વૃત્તિઓ વિરતી હોવી જોઇએ! કારણકે:—

"જૂઓ આકાશનું પાણી વળેલું પૃથ્વિપર પાછું
ચઢે શું તે કદી ભાળ્યું ફરી આકાશને રસ્તે !
ભૂખ્યા સંતાન સિંહોના મરણ કાંઠે પડે તોએ
વળે તૃણ ખાઇને કદીએ જીવન અભિલાશને રસ્તે !
પડે કષ્ટો તણી વર્ષા છતાં અબળ સ્વધર્મા જે
સુણી છે શું વળી પાછી શીયલના નાશને રસ્તે ?"

"સ્વપત્નિ સાથે સ્નેહ રાખવો એ પુરૂષોનો ધર્મ છે, સ્ત્રીઓએ સંસારની ગૃહદેવી છે. તેમનું સન્માન કરવું એમાં અધર્મ નથી. વળી તારા જેવી સુશીલ સ્ત્રીનો સત્કાર કરવો એતો પરમ ભાગ્યવાનનું ભુષણજ છે, કારણકે:—

"મળી જેને સ્વરૂપશાળી રૂપે રંભા સમી રમણી,
સુગુણ પણ શોભતા તેવા મુખે ભાષા મૃદુ શાણી,

હૃદયમાં પ્રેમનો સિંધુ ઉછળતો પ્રાણને માટે.
જીવન તે ધન્ય અબળાના કરો તેનેજ ગૃહરાણી.
પરમ મહાભાગ્ય છે તેના રૂડી રામા મળે જેને
સફળ છે જીંદગી; "એવી મળે પ્રમદા તણા પાણી,"

"પણ હું એવી નથી !"

"મને એવાં લાગો છો એટલે મારે માટે વાંધો નથી."

"બાબુજી ! પણ હું તમને પરણી શકવાની નથી હો ? મારે તમને બોલાવવાનું એજ કારણ છે કે આજે બંગલામાં રહેશો નહિ, તમારો જીવ જોખમમાં છે !" એટલું બોલી તરંગિણી પોતાના ગૃહ તરફ દોડી ગઇ.

---

# પ્રકરણ—૯મું.

## કલબ નહિ પણ કારાગૃહ !

જગત બાજીગરીની છે બિછાવી જાળ આ મોટી
વસે લોભી તહાં નક્કી ધુતારાનીજ હસ્તી છે !
પડે છે હાડ ચર્મોના દુરીત દુર્ગંધી દેનારા
ભરેલા માસના લોચા તહાં ગૃધનીજ વસ્તી છે !



નરેન્દ્ર તરંગિણીના કહેવાનો કાંઇ પણ અર્થ સમજી શક્યો નહિ પરંતુ તરંગિણી પોતાની સાથે સંલગ્ન થવા ઇચ્છતી નથી એવી નરેન્દ્રની ખાતરી થઇ ગઇ. તેણે પોતાના અંતરમાંથી તરંગિણીનો સ્નેહ

દૂર કરવા પ્રયત્ન કરવા માડયો અને પોતાને માટે કોઇ બીજીજ જીવન-સંગિની શોધવાનો નિશ્ચય કર્યો. એટલામાં બીજે દિવસે તેને એક પત્ર મળ્યો. નરેન્દ્રને એ પત્ર વાંચતાંજ આશ્ચર્ય અને આનંદ થયો તેણે તરતજ પોતાનો ડ્રેસ કીધો અને નીચે ઉતરી પોતાના કોચમેનને ગાડી લઇ આવવાની આજ્ઞા કરી કોચમેને ગાડી આણી બારણામાં ઉભી રાખી, નરેન્દ્ર અંદર બેઠો અને તેણે ગાડી ગોવિંદ કુમારના ઘર તરફ દોડાવવાની આજ્ઞા કરી, સડસડાટ કરતી પવનના વેગથી ગાડી દોડવા લાગી, ક્ષણવારમાંજ તે ગોવિંદકુમારના ઘર આગળ આવીને ઉભી રહી, ગોવિંદે ગાડી જોતાંજ તરંગિણીને આજ્ઞા કરી, "તરંગિણી! જાઓ! બાબુજી સાથે ગાડીમાં બેસી જાઓ!" તરંગિણી ગાડીમાં બેઠી અને ગાડી વિજયભુવન કલબ તરફ દોડવા લાગી!

વિજયભુવન કલબનું મકાન શ્રીગંજ ગામમાં મધ્ય ભાગે આવેલું હતું. મકાનનો વિસ્તાર પણ ઘણો હતો, અને વચ્ચો વચ્ચ દિવાનખાનામાં સંગિત હોલ રાખેલો હતો. ચારે બાજુએ વિજળીના દિવા ઝબકારા મારી રહ્યા હતા. વિદ્યુત પંખાથી વાયુ વહી રહ્યો હતો અને નાયકાનું ગાન ચાલુ થયું હતું. નરેન્દ્ર અને તરંગિણી પણ ત્યાં જઇ બેઠા અને સંગિતની લહરમાં ગુલતાન બની ગયા, એટલામાં અચાનક મકાનના દિવા શાંત થઇ ગયા અને સર્વત્ર ઘોર અંધકાર વ્યાપી ગયો. કલબમાં ગોંઘાટ થઇ રહ્યો અને કોઇ બેચાર અજાણ્યા માણસો આવીને તરંગિણીને ઉંચકી ગયા. ક્ષણવારમાં કલબમાં ફરી શાંતી વળી ગઇ અને દિવાનો પ્રકાશ પણ પડવા લાગ્યો! પરંતુ ત્યાં નહોતી ગાયકા કે નહોતા શ્રોતાઓ! આખો મહાલય સુમસામ થઇ ગયો નરેન્દ્ર હતાશ વદને ત્યાંથી પાછો ફર્યો પરંતુ તેનું હૃદય શોક

અને સંતાપથી પ્રજાળવા લાગ્યું! નરેન્દ્રને પોતાને ઘેર આવતા અનેક સારા ખુરાં વિચારોમાથી પસાર થવું પડયું. જેવી તેની ગાડી પોતાના મહાલયના દ્વારમાં આવીને ઉભી રહી તેવેજ ગોવિંદ સામો આવ્યો અને તેણે પૂછયું, "અહો! કેમ નરેદ્રકુમાર! તરંગિણી કયાં છે?"

"મહાશય! તરંગિણીને કલબમાંજ કોઈ ઉઠાવી ગયું છે, તેનો પત્તો નથી; આપણે પોલિસમાં આ ખબર આપવી પડશે!"

"બિલકુલ નહિ, તરંગિણીને કોઈ ઉઠાવી જાય એ અશકયજ છે, તેને તમે કોઇ અજ્ઞાત સ્થળે સંતાડી હોવી જોઇએ!"

"નહિ નહિ, બાપુસાહેબ! એ તમારી ધારણા નકામી છે."

"તે બિલકુલ ચાલશે નહિ, બાપુજી! મને કોઇ પણ રીતે અત્યારે ને અત્યારે તરંગિણી મારે સ્વાધિન કરો અથવા તરંગિણીની કિંમત જેટલા પૈસા ભરી આપો!"

"પરંતુ પોલિસને ખબર આપ્યાથી તેઓ તેને જરૂર શોધી કાઢશે, તેમાં તમે આટલા બધા અધિરા શામાટે થાઓ છો?"

"તરંગિણી મારી એકની એક પુત્રી છે!"

"હા, પણ તે જવાની-નથી અને વળી તેને મારી સાથે પરણાવવાનું તમે મને વચન આપી ચુકયા છો.

"તેથી કાંઇ આજથી તરંગિણી ઉપર તમારો હક ચાલતો નથી! અને વળી પરણ્યા પછી તેને આવીજ દુ:ખી કરવી હોય તો હું તેને તમારી જોડે પરણાવનાર પણ નથી!

'બાપુજી! આમાં મારો કાંઇ વાંક નથી!"

"તે મારે જોવાનું નથી! જો તેની રક્ષા કરવા જેટલું તમારામાં બળ નહોતું તો પછી તેને સાથે લઇ જવાનુ શું પ્રયોજન હતું!"

"મને ભયંકર દગો થયો છે, તમે મને જ્યાં મોકલ્યો હતો તે કલબ નથી પણ કારાગૃહ છે."

"તે ગમે તે હોય, મને લખી આપો કે કાંતો તમારે મને અત્યારે ને અત્યારે તરંગિણીનો પત્તો મેળવી આપવો અથવા તેના બદલામાં દસહજાર રૂપીઆ આપવા! નહિ તો હું પોલિસમાં ફરિયાદ આપીશ કે તમેજ આ પ્રકારે તરંગિણીનું હરણ કરાવ્યું છે."

નરેન્દ્રબાબુ આ સાંભળીને લાચાર બની ગયો. તેને એક તરફથી સમાજ અને સરકારનો અને બીજી તરફથી ગોવિંદકુમારનો ભય લાગતો હતો, તેણે તરતજ દસહજાર રૂપીઆનો ચેક લખીને ગોવિંદકુમારના હસ્તમાં મૂકી તેને ત્યાંથી વિદાય કર્યો.

## પ્રકરણ, ૧૦મું.

### સ્નેહલતાનો ખુની કોણ?

જુઓ જુલ્મી જગતભરના ચરી નિર્દોષ હૈયાને
ભીંજાયા લોહીથી ભોગો રહ્યા છે ભોગવી તેઓ
છતાં એવા પ્રપંચીને પ્રભુ! ના દંડ તું આપે
કહો કિરતાર! કરૂણાળુ તમારો ન્યાય આ કેવો!



ગોવિંદકુમાર તરતજ તે ચેક લઇ પોતાને ઘેર આવ્યો! ગોવિંદ પ્રભાકરના હસ્તમાં સપડાઈ ગયો હતો, પણ તે કેવી વિલક્ષણ યુક્તિ કરી છુટી ગયો તે વાંચકોના લક્ષમાં આવ્યું હશે નહિ! ગોવિંદકુમાર શ્રીગંજનો એક જબરો શાહુ ચોર હતો અને તેની

પાસે પોતાનાજ જેવા બાહોશ માણસોની મોટી કંપની હતી ! પ્રભાકરની સાથેજ છુપી પોલિસ ખાતામાં શ્રીનિવાસ નામનો એક બીજો અધિકારી હતો અને તેનાજ જેવો દેખાતો એક માણસ પણ ગોવિંદના ટોળામાં સામેલ હતો, જે ઝાડ ઉપર ગોવિંદ ચઢયો હતો તે ઝાડનું થડ પોલું કરેલું હતું અને તેમાંથી પોતાના ગુપ્તગૃહમાં જવાનો ગોવિંદે માર્ગ રાખેલો હતો. આ માર્ગદ્વારા તે અંદર ઉતરી ગયો અને શ્રીનિવાસ જેવાજ લાગતા મનુષ્યને તેણે પોતાની આગળ કીધો ! પ્રભાકર પણ તેનાથી આબાદ છેતરાયો અને ગોવિંદકુમાર નિર્ભય રીતે છટકી ગયો ! પ્રભાકર પણ ગોવિંદની જાળમાં પડી બંદીવાન બન્યો હતો અને નરેન્દ્ર પણ આ પ્રમાણે તેના હસ્તમાં આવ્યો હતો, હવે ગોવિંદને માત્ર દુનીયા અને સ્વર્ગ વચ્ચે ચારજ વેંતનું અંતર જણાવા લાગ્યું પરંતુ તેની એ આશા ફળીભૂત થઇ નહિ. પ્રભાકરે ત્રણ દિવસ બરાબર એ ગુપ્તગૃહમાં કાઢયા. ચોથે દિવસે તે ઉઠયો અને પોતાના વસ્ત્રો પહેરી જે ઓરડીમાં તે બંદિવાન હતો ત્યાં આમ તેમ આંટા મારવા લાગ્યો, એટલામાં તેની નજર પોતાની પાસેના ઓરડામાં બળતા દિપક ઉપર ગઇ, એ ઓરડાની દિવાલ જીર્ણ બની ગઇ હતી એટલે ત્યા પડતો દિપકનો પ્રકાશ પ્રભાકરને સાફ દેખાતો હતો. પ્રભાકરે જોયું કે એ ઓરડામાં એક સ્ત્રી અને પુરૂષ બન્ને સામ સામા ઉભા રહી કાંઇ ગુપ્ત વાત કરી રહ્યાં હતાં. પ્રભાકરે તે સાભળવા પ્રયત્ન કર્યો પણ તેનાથી તે વાત સ્પષ્ટ સભળાઇ નહિ. પરતુ એટલામાં પેલો પુરૂષ ત્યાંથી ઉઠીને બહાર ચાલ્યો ગયો અને એ સ્ત્રી ત્યાં એકલી પડી એટલે આમ તેમ આંટા મારવા લાગી, પ્રભાકરે લાગ જોઇ પોતાના ઓરડાની ભાંગેલી ભિંતના એક બાજુના સળીયા તોડી નાંખ્યા, અને તે પાસેના ઓરડામાં ગયો, પ્રભા-

કરને જોતાંજ પેલી સ્ત્રી ઉભી થઈ ગઇ પણ તેવીજ પ્રભાકરે પોતાની પિસ્તોલ તેના કપાળ પર તાંકી અને તે બોલ્યો, " ખબરદાર ! "

" ખબરદાર ! " શબ્દ સાંભળતાંજ તે તરૂણી ભયભીત બની ગઇ અને ત્યાંને ત્યાંજ ઉભી રહી, તેને જોતાંજ પ્રભાકર આશ્ચર્ય પામ્યો ! તે બાલિકા બીજી કોઇ નહિ પરંતુ આપણી પૂર્વ પરિચિતા તરંગિણીજ હતી ! તરંગિણીને પણ પ્રભાકરને નિહાળતાં અપ્રતિમ આનંદ થયો અને તે બોલી ! " પ્રભાકર ! તમે અત્રે ક્યાંથી ! "

" તરંગિણી ! તે કહેવાનું કાંઈ કારણ નથી પણ આ તારી જોડે જે પુરૂષ વાત કરતો હતો તે કોણ હતો એ મને જણાવો ! "

" એ કદાપી પણ બનવાનું નથી કારણ કે એ વાત કહેતા મારે હસ્તેજ મારો નાશ થાય એવું છે માટે કૃપા કરી પુનઃ એ વાત મને પૂછશો નહિ !"

" પરંતુ તે કહ્યા વગર ચાલે એવું નથી કારણ કે તે સિવાય નરેન્દ્રબાબુનું કલ્યાણ થવાનું નથી !"

" પણ તે કહેવાથી મારૂં નુકસાન થાય એમ છે !"

" તરંગિણી! હું છુપી પોલિસનો માણસ છું તે તમે જાણો છો."

" તેનો મને ભય નથી, છતાં તમારી ઇચ્છા હોય તો હું એક-વાત કહેવાને તૈયાર છું."

" કઇ વાત ? "

" નરેન્દ્રની સ્ત્રી સ્નેહલતાનું ખૂન કોણે કર્યું તે વાત ?"

" એ વાત તમે જાણો છો !"

" ઘણીજ સારી રીતે !"

" સ્નેહલતાનો ખૂની કોણ છે."

" નરેન્દ્રની ઉપપત્નિ કિર્તીદા !"

" નરેન્દ્રને ઉપપતિ છે ? ને કઇ જ્ઞાતિની છે !"

" બ્રાહ્મણ જ્ઞાતીની બાળવિધવા છે પણ તે નરેન્દ્રની ઉપપતિ (રાખ) તરીકે નરેન્દ્રની સાથેજ રહે છે, હાલ તે ગર્ભવતી છે અને પોતાની વાત પ્રકટ ન થાય તે માટે તેણે સ્નેહલતાનું ખુન કર્યું છે.

" કિર્તિદા હાલ ક્યાં છે ?"

" નરેન્દ્રની સાથે, નરેન્દ્રના બંગલામાંજ !"



## પ્રકરણ,–૧૧મું.

### પ્રભાકર છુટયો !

" પ્રવર્તે ધર્મમાં ગ્લાની અધર્મજ વિસ્તરે જ્યારે,
પરતપ શ્રેષ્ઠ હે ભારત ! ધરૂં છું દેહ હું ત્યારે.
સુજનને તારવા કાજે વિનાશજ દુષ્ટનો કરવા,
યુગેયુગ દેહ હું લઉં છું જગતમાં ધર્મ આદરવા ! "
(ગઝલમા ગીતા)



તરંગિણીની વાત સાંભળી પ્રભાકર આશ્ચર્યમાં પડયો અને ત્યાંથી તરતજ પાછો પોતાના ઓરડામાં ચાલ્યો ગયો ! પ્રભાકરે હવે બહાર નીકળવાને માટે પ્રયત્નો કરવા માંડયા. એટલામા તેની નજર અચાનક પોતાના ઓરડાની દિવાલ પર પડી એ દિવાલમાંથી કીડીની હાર પોતાના મુખમાં ભાતના દાણા લઈ

નીકળતી તેની દ્રષ્ટિએ પડી, પ્રભાકરે તરતજ ત્યાં તપાસ કરી તો તેને જણાયું કે એ ભિંત પોલી હતી. તેણે ત્યાંનો એક ભાગ તોડી નાંખ્યો અને ત્યાંથી માંહે દ્રષ્ટિપાત કર્યો તો અંદર ભિષણ અંધકાર વિસ્તરેલો તેની દ્રષ્ટિએ પડ્યો, તેણે પોતાની પાસેનો દીપક પકટાવ્યો અને તેની લાઇટ એ અદ્દભુત કંદરામાં પાડી, ત્યાં જે દેખાવ જોયો તેથી પ્રભાકરની છાતી ધડકવા લાગી ! અંદરના ભાગમાં એક દિપક બળતો હતો અને તેની પાસે બેચાર શ્યામ વસ્ત્રધારી પુરૂષો હાથમાં નગ્ન સમશેર લઇ ઉભા હતા. તેની સામે વીસેક વર્ષના યુવાન તરૂણી નગ્ન દશામાં નાચ કરી રહી હતી, આ દેખાવ ભાળતાંજ પ્રભાકરની આંખોમાંથી અગ્નિ વરસવા લાગ્યો પરંતુ તેણે પોતાનો ક્રોધ સમાવી દીધો અને ફરી શાંત દ્રષ્ટિએ ત્યાં અવલોકવા લાગ્યો ! એ પ્રમાણે લગભગ અર્ધો કલાક પર્યન્ત તે દુઃખી અબળાનું નૃત્ય ચાલુ રહ્યું. અંતે તે નિર્ભાગીણી દારા શોક અને શ્રમથી હતાશ થઇ ત્યાં બેસી ગઇ. એટલે તરતજ પેલા શ્યામ વસ્ત્રધારી અનુચરે આગળ ધસી તે બાળીકાના કોમળ શરીરપર પોતાની પાસે રાખેલી ચાબુકથી પ્રહાર કરવા માંડ્યાં. તેમ તેમ તેના કોમળ કંઠમાંથી આર્તનાદો નિકળી તે ધરાને ગજાવવા લાગ્યા ! પ્રભાકર આ ભિષણ દ્રશ્યથી કંપી ઉઠ્યો પણ તે બિચારો નિર્દોષ પુરૂષ શું કરે ? તેને ભાન હતું કે તે એકલો છે અને પોતાના શત્રુઓ ઘણાં-છે. જ્યારે મારતા મારતા તે બાલિકાના શરીરમાંથી રક્તની ધારા વહન કરવા લાગી ત્યારે જ તે અભાગીણી અબળાને ત્યાંથી લઇ જવામાં આવી, તે સાથેજ ત્યાંથી બધાએ અનુચરો ચાલ્યા ગયા, માત્ર તેમનો મુખ્ય-નાયકજ ત્યાં એકલો બેઠેલો રહ્યો. આ અવસર જોઇ

પ્રભાકર તેમાં ઘુસી ગયો ! એ ઓરડીમાં એટલો બધો અંધકાર વિસ્તરેલો હતો કે દિવસના પણ ત્યાં દીવાઓ રાખવા પડતા હતા. પ્રભાકરે તરતજ પોતાની પિસ્તોલ મારી ત્યાં બળતો દિવો હોલવી નાંખ્યો અને પોતે ચારે બાજુએ પિસ્તોલથી ગોળી છોડતો આગળ ધસ્યો પ્રભાકરને ન્હાસી જતો જોઈ ત્યાં ગડબડ ફેલાઇ રહી. પેલો ધુર્ત આગ્રણી પણ પોતાની પિસ્તોલ લઇ તેની પાછળ પડયો, ત્યાંથી દોડતા દોડતા તેઓ એક ઝુંપડામાં આવી પહોંચ્યા. આ ઝુંપડામાંથી પ્રસ્તુત ભોંયરામાં જવા આવવાનો માર્ગ બનાવેલો હતો ! બહાર આવતાંજ પ્રભાકરે ન્હાસવાનું કામ દૂર મૂકી દઈ તેની સાથે લડવાની શરૂઆત કરી ! તે ધુર્તને તેણે નીચે નાંખ્યો અને તેની પિસ્તોલ પોતે ખૂંચવી લીધી ! તે ધૂર્ત ગમે તેમ પાછો ઉભો થઈ ગયો અને સામે ને સામે ન્હાસવા મંડયો એ લાગ જોઈ પ્રભાકરે પણ તેના પર ધડાધડ ગોળીઓ છોડવા માંડી. પ્રભાકરની એક ગોળી બરાબર તેને વાગી અને તે ત્યાં મુર્છા ખાઇ પડયો એટલામાં પાછળથી એક મોટર આવી અને તેણે પ્રભાકરને પોતાની મોટરમાં ખેંચી લીધો. તેને અંદર નાંખી તે મોટર ઝપાટાબંધ દોડી ગઇ ! એટલે પ્રભાકર પણ લાગ જોઇ અંદરથી કુદી પડયો ! તે સાથેજ તે મોટર ઉભી રહી અને પ્રભાકરની સાથે જબરી ઝપાઝપી ચાલી રહી પરંતુ એટલામાં ત્યાં સિસોટીના ત્રણ ભયંકર અવાજ થયા અને તે સાથેજ તેઓ પ્રભાકરને પડતો મૂકી પાછા મોટરમાં બેસી મોટર હાંકી ગયા. પ્રભાકરે અનુમાન કર્યું કે જે સિટિનો અવાજ આવ્યો હતો તેણે મોટરવાળાઓને ભયની સૂચના આપી હતી અને તેમને ન્હાસી જવાની આજ્ઞા કરી હતી ! તેનું અનુમાન ખરૂં હતું પાછળજ પ્રભાકરનો આસિસ્ટંટ ઇન્સ્પેકટર દસ પોલીસ લઇને ધસી આવતો હતો ! પ્રભાકરની પાસે તેની

મદદ. આવી પહોંચતાંજ તે જે રસ્તે આવ્યો હતો તે માર્ગેજ ચાલ્યો ગયો, પણ હવે ત્યાં ઝુંપડી કે પેલો ધુર્ત અચણી જે ઘાયલ થઇ પડેલો હતો તે તેની નજરે પડયા નહિ. જમીન સાફ મેદાન જેવી હતી અને પ્રભાકર પોતે ભોંયરામાંથી બહાર આવતાં જે ઝુંપડામાં આવ્યો હતો તે જગ્યા પણ સાફ મેદાન જેવી બની ગઇ હતી, પ્રભાકરે અનુમાન કર્યું કે બદમાસોએ એ નિશાની અને ભોંયરામાં જવાનું દ્વાર સાફ કરી નાખ્યુ હતું અને પોતાની સહિસલામતી માટે કોઇ બીજી જગ્યાએ નવું દ્વાર પાડયું હતું. તે તરતજ ત્યાંથી નરેન્દ્રના બંગલા તરફ રવાના થયો !

## પ્રકરણ, ૧૨ મું.

### ખૂની કિર્તિદા.

"સુખદ આકાશની ચંદા ઘડીભર તેજ આપીને,
પછી અંધાર અવનીમાં ખરેખર ખૂબ વ્યાપે છે
થતાં ઘનઘોર નભમાંહી અરે ચમકાર વિધુતના,
પલક બે ચારને માટે નિશાનું નામ કાપે છે.
પ્રભા પણ પાપની તેવી જગત આકાશની અંદર
ઘડી બેચાર વ્યાપીને પછી અંધાર આપે છે.



નરેન્દ્ર પોતે ગોવિંદકુમારને લખી આપેલા દસ્તખતના પરિણામનો વિચાર કરતો બેઠો હતો, ત્યાં અચાનક પ્રભાકર જઇ પહોંચ્યો. પ્રભાકરને અવલોકતાંજ નરેન્દ્રને જરા ધૈર્ય આવ્યું, તેણે પ્રભાકરને ઉદ્દેશીને પૂછ્યું, "પ્રભાકર ! આટલા દિવસ સુધી તમે કયાં હતા વારૂં ?"

"નરેન્દ્ર! હવે એ વાત જવાદો, મારે તમને બીજીજ એક વાત પૂછવી છે, તમે મને યોગ્ય જવાબ આપશો ?

"જરૂરજ, શા માટે નહિ તમારે શું પુછવું છે?"

"મારે તમારા જીવનની એક ગુપ્ત વાત જાણવી છે."

"મારા જીવનમાં એવી કોઈ ગુપ્તવાત છેજ નહિ.'

"મારી આગળ છુપાવવાથી ફાયદો નથી!"

"તમે બહુવિલક્ષણ માણસ છો."

"અને તેથીજ મેં તમારી એ ગુપ્ત વાત શોધી કાઢી છે. નરેન્દ્ર હુ તમારો મિત્ર છુ. મિત્રને હૃદયની વાત કહેવામાં કશો ગેરલાભ નથી."

"બોલો, તમે શુ પુછો છો?"

"આ મહાલયમા બીજી કોઇ સ્ત્રી રહે છે!"

"હા, એક છે!"

"તે બાળ વિધવા છે!"

"ખરી વાત!"

"પણ તે તમારી જીવનસગીની છે.!"

"હુ કબુલ કરૂં છુ."

"ત્યારે તેજ તમારી પત્નિની ખુની છે!"

"એ બનવાજોગ નથી!"

"જગતને ઓળખવું બહુ મુશ્કેલ છે!"

"તમે ધારો છો એટલું નથી!"

"પણ મારો સંદેહ ખોટો નથી!"

"સાચો છે એમ શા ઉપરથી!"

"મારી પાસે પુરતો પુરાવો છે."

"એ પણ બદમાસોનો પ્રપંચ હશે !"

"બિલકુલ નહિ !"

"ત્યારે તમે શું એને શિક્ષા કરાવવા માંગો છો ?"

"ન્યાય નિશ્ચળ છે !"

"પિતા પુત્રો સબંધી કે સગાંના સ્નેહને તોડી
બરાબર ન્યાયને કાંટે જગત હું માપનારો છું.
અધર્મિના અધમ કામો તણી દેહાંતની શિક્ષા
દયા દિલમાં વિના રાખ્યે જરૂર હું આપનારો છું.'

"એ મારી પ્રેમની પ્રતિમા છે, તેને માટે હું મારો પ્રાણ પણ આપો કરીશ.

"તજી ધન ધામ મિલ્કત હું પ્રિયાના પ્યારને માટે,
ભલે ત્રણ લોકની સિદ્ધી બધી એમાં સમર્પી દઉં
પ્રિતિના યજ્ઞમાં મારા વિના પરવા કરી જીવને,
દુખોથી દેહને બાળી ખચિત હું પ્રાણ અર્પી દઉં!"

"તે શી રીતે ?"

"જો કિર્તિદાજ અપરાધીની ઠરશે તો !'

' તો તમે શું કરશો ?"

"હું કોટમાં એકરાર કરીશ !"

' શાનો !"

"સ્નેહલતા–મારી પત્નિનો ખૂની હું જ છું તેનો !"

"પણ હું તમારી વિરૂદ્ધ પડીશ !"

"કોર્ટ મારાજ વચન પર વધારે વિશ્વાસ રાખશે !"

પ્રભાકરનું મગજ આ ઉત્તરથી જરા વિહ્વળ થયું, તેને નરેન્દ્રના આત્મસમર્પણને માટે અભિમાન પણ ઉપજ્યું અને કિર્તિદાના સ્ત્રી દેહની દયા પણ આવી, વળી કિર્તિદા વિધવા હતી ! એક આર્ય વિધવાને

દોષિત ઠરાવી તેને ન્યાયાસન સમક્ષ ઉપસ્થિત કરવી એ પણ પ્રભાકરને યોગ્ય લાગ્યું નહિ એટલે તેણે નરેન્દ્રને ઉદ્દેશીને કહ્યું, "નરેન્દ્ર! ખરો ખુની ન મળશે તો તમારેજ ફાંસીએ જવું પડશે!"

"સ્નેહલતાની પાછળ કિર્તિદા માટે આટલો આત્મત્યાગ કાંઇ વધારે નથી," પ્રભાકરે તે ચર્ચા ત્યાંજ અટકાવી દીધી અને પોતે શ્રમિત હોવાથી ભોજન કરી સુઈ ગયો



# પ્રકરણ, ૧૩મું.

## "તે કિર્તિદાને લઇને ન્હાસી ગયો છે!"

"હૃદય છે વજ્રના જેવું કુસુમ કરતા વધુ પોચું,
દયાને દુશ્મનાઇએ અજબ રીતથી રહે સાથે.
જુઓ!સાગરભર્યો જળનો છતાં અગ્નિ મૂકયો તેમાં,
કળા કીધી વિચિત્રજ આ નિહાળો સર્વ જગનાથે.
કહાં છે પાપના પુંજો અને છે પુન્ય કયાં, કેવું?
કળાયે ના! રહ્યા કાદવ કમળ બે એક સંગાથે!"





પ્રભાકર બીજે દિવસે ઉઠયો, તેવોજ તે ગુપ્ત રીતે કિર્તિદાની પાસે ગયો અને તેને ઘણીજ નમ્રવાણીમાં પોતાની પાસે બોલાવી, પ્રભાકર નરેન્દ્રના ઘરમાં એક ચિર પરચિત મનુષ્ય બની ગયો હતો એટલે કિર્તિ-દાને તેની સાથે વાતચિત કરતાં જરાપણ સંકોચ

થયો નહિ! કિર્તિદા પોતાની સામે આવીને ઉભી રહેતા પ્રભાકરે તેને કહ્યું, "કિર્તિદા! જરા બેસો, અહીંજ મારે તમારી સાથે એક ઘણીજ ગુપ્ત પ્રકારની વાત કરવી છે, શું તમો મને તે પ્રશ્નના સાચા જવાબો આપશો!"

"પ્રભાકર!" કિર્તિદાએ કહ્યું, 'નહિ શામાટે? હુ જેટલું જાણુતી હઇશ તેટલું અવશ્ય તમને બરાબર કહીશ પરંતુ મારી સાથે ગુપ્ત વાત કરવી પડે એવો કેવો ભયંકર વિષય છે!"

"કિર્તિદા! મારે તમને પૂછવાનું એ છે કે તમે અહીં ક્યારથી રહો છો, કેટલા વર્ષ તમોને અત્રે આવ્યાને થયા!"

"ઓછામાં ઓછા પાંચ છ વર્ષ તો ખરાજ ખરા!"

"ત્યારે, જ્યારે સ્નેહલતાનું ખુન થયું ત્યારે તમે ક્યાં હતા? આજ ગૃહમાં કે કોઇ બીજી જગ્યા એ!

"આજ ગૃહમાં હતા!"

"ત્યારે એ ખૂન કોણે કર્યું, એ તમોને ખબર હોવી જોઇએ!"

"એ શી રીતે ખબર પડે? હુંતો આ નીચેના ખંડમાં રાત્રીએ સુઇ રહું છું એટલે ઉપર શું થાય તેની મને કશી ખબર પડતી નથી!"

"તમે જાણો છો એ ખુનને માટે સરકારને કોના ઉપર શક છે?"

"હા, નરેન્દ્ર ઉપરજ!"

"ના, તમે ભૂલો છો!"

"ત્યારે?"

"તમારા પોતાનાજ ઉપર તેમને શંકા છે અને જો એ વાત ખરી ઠરશે તો તમને ફાંસીની શિક્ષા થશે!"

"પણ એતો અસત્ય સાબીત થાય એ અશક્ય છે."

"નહિ નહિ, તમે ખૂન કર્યું છે એને માટે મારી પાસે પુરતા પુરાવા છે અને તેથીજ હું તમોને પકડવા આવ્યો છુ ".

પ્રભાકરના આ શબ્દો સાંભળતાંજ કિર્તિદા થરથર ધ્રુજવા લાગી અને તેના મુખમાંથી અશ્રાવ્ય ઉદ્‌ગારો નિકળી ગયા, "ઓ રામ! આ દુર્ભાગીની ઉપર હવે શું શું મકટો પડવા બાકી રહ્યા છે વારૂં! ભલે, ભલે, ઇશ્વર! તારે જે જે દુઃખો નાંખવા હોય તે નાંખી લે!

"દુખી છુ જન્મતી દુખના -પછી મારે વિચારોશા!
મરણ પામ્યા પછી સહુને નિધન ભય તો નકામો છે.
હૃદય પાષાણનું દુખ આ પડો પરવા નથી મારે,
દુખી આ દેહને માટે મરણ એનો વિસામો છે."

"કિર્તિદા! આમ ભય રાખવાનું કાંઇ પ્રયોજન નથી! જો સાચો ખુની પકડાશે તો તુ તારા સંકટમાંથી મૂક્ત થઇ છુટી જશે!"

"તો ઇશ્વરનો મારાપર મહાન ઉપકાર થશે!"

"પણ ખરો ખુની શોધી કાઢવા માટે મારે તમારૂં થોડુંક કામ છે, તમારી સ્હાયતાની તેમાં જરૂર છે."

"ખુશીથી, તમે મને પૂછો. મને જે માહિતી હશે તે તમોને આપવા મને કોઇપણ પ્રકારનો સંકોચ થવાનો નથી. પૂછો! શું પૂછવું છે?"

"શુ તમારા અત્રે આવ્યાથી સ્નેહલતાને કોઇ પણ પ્રકારે દુઃખ પડતું હતુ ખરૂ!"

"ના, જરાપણ નહિ; તે તો ઉલટી મારા આવ્યા પછી ઘણી આનંદમાં રહેતી હતી."

"સ્નેહલતાના લગ્ન નરેન્દ્ર જોડે થયા હતા!"

"હા"

"પરંતુ જો નરેન્દ્ર લગ્ન પહેલાંજ કદાચિત મરણ પામ્યો હોત તો સ્નેહલતાના લગ્ન કોની સાથે થાત તે તમે જાણો છો ?"

"હા, રમેશચંદ્ર નામક યુવક જોડે સ્નેહલતાના લગ્ન થાત!"

"એ તમે શા ઉપરથી કહો છો?"

"સ્નેહલતાના પહેલાં રમેશચંદ્ર જોડેજ વિવાહ થયા હતા પરંતુ નરેન્દ્રના એક કપટપૂર્ણ કાર્યથી તે વિવાહ ફરી ગયા અને સ્નેહનું ભાગ્ય નરેન્દ્ર જોડે જોડાયું!"

"એ કયું કપટ ?"

"માફ કરો મહાશય ! એ કપટની વાત ન પૂછો ? મને ક્ષમા કરો, કારણકે એ પાપકર્મમાં આ અધમ દેહધારીણીનો પણ ભાગ છે ! અને તેથીજ—

"કથન તેનું ફરી કરતા થઇ જીવ્હાતણાં ટુકડા,
શરીર કંપી જઇ પ્રસ્વેદની ધારા વહે છે આ.
સ્મૃતિ એ પૂર્વની થાતાં ભયાનક કષ્ટની વર્ષા,
વહી જાણે અતુલ દુઃખો શરીર મારૂં સહે છે આ.
અહાહા ! પાપ મારાં એ છૂટે ના છેક કાયાથી,
સ્મરણ તેનું થતાં અગ્નિ શરીર મારૂં દહે છે આ.
અરે ! કૈં દિવ્ય વચનોને પ્રભુ મુજ કર્ણમાં આવી,
મરણ મહાપાપની શિક્ષા જુઓ ! આજે કહે છે આ !
માટે કૃપા કરી એ વાતજ મને પૂછો નહિ !"

"કિર્તિદા ! પાપ થયા પછી તે છુપાવવું એજ વધારે મોટો ગુન્હો છે, મનુષ્યમાત્ર ભૂલો કરેછે એટલે કદાચિત તારી કોઇ ભૂલ થઇ હોય તેમાં ભય પામવાનું શું કારણ છે.

સર્જેલાં સૃષ્ટિના નાથે મનુષ્યો સર્વ દુનીયાના,
ભૂલો પોતે કરી અંતે જીવન નક્કી સુધારે છે.

ભૂલો એ એષ્ડના ગૃહની ઉપર ચઢવા સીડી કેરાં,
પગથીઆંશે; અખીલ જગમાં જીવનને એજ તારે છે !"

"પણ એ ઇતિહાસ કથતાં મારી જીભ કંપે છે !

"છતાં પણ તારે એ ઇતિહાસ–મને નરેન્દ્રની મૂક્તિ થવા ખાતર પણ કહેવોજ પડશે !

"ભાઇ ! એ વાત બહુ ગુપ્ત રાખવા જેવી છે પણ છતાં તમે તમારો આગ્રહ નથીજ છોડતાં ત્યારે કહું છું, સાંભળો ! પ્રથમ તો સ્નેહલતા જે નરેન્દ્રબાબુ જોડે પરણ્યા હતા તેના વિવાહ તો રમેશચંદ્ર નામક એક યુવક સાથે થયા હતા પરંતુ એક દિવસ રમેશબાબુના કોઈ પરદારા ઉપર આલેખાએલાં પ્રેમપત્રો સ્નેહલતાના હસ્તમાં આવ્યા એટલે તેમણે રમેશબાબુ જોડે લગ્ન કરવાનો વિચાર ફેરવી નાંખ્યો અને પોતાની સાથેજ કોલેજમાં શીખતા એ નરેન્દ્રબાબુને પોતાના ભાવી ભરથાર તરીકે પસંદ કર્યા. પરંતુ દુર્ભાગ્યે આ વાત સ્નેહલતાના માતા પિતાને રૂચતી નહોતી, તેમની ઇચ્છા સ્નેહલતાના લગ્ન રમેશબાબુ જોડેજ કરવાની હતી. રમેશબાબુ એ નરેન્દ્રના પ્રાણપ્રિય મિત્ર હતા, એજ સમયમાં મારી અને નરેન્દ્રબાબુની પ્રિતિનું પણ મંગલાચરણ મંડાયું હતું એટલે રમેશબાબુને નરેન્દ્રે પોતાના મિત્ર તરીકે એવી આજ્ઞા કરી કે તેમણે મને લઇ કલકત્તા બ્રહ્મસમાજમાં જવું અને ત્યાં નરેન્દ્રની રાહ જોવી. ત્યાં નરેન્દ્ર આવવાના હતા અને તેના તથા મારા પુનર્લગ્નની ક્રિયા એ બ્રહ્મસમાજ મંદિરમાં થવાની હતી, આ પ્રમાણે રમેશબાબુએ કર્યું, તેઓ મને લઇ તરતજ કલકત્તે ગયા પણ તેજ સમયે નરેન્દ્રબાબુએ પોતાનું વચન પાળ્યું નહિ, તેમણે સઘળે જાહેર કર્યું કે રમેશ કિર્તિદા નામની વિધવાને લઇને નાસી ગયો છે ! આ વાત જાહેર

થતાંજ રમેશબાબુને પોલિસો શોધવા લાગ્યા. હુ તો નરેન્દ્રબાબુની જીવનસંગીની હતી એટલે તેમણે મારી પાસે પણ પોલિસમા એવીજ ખોટી અરજી અપાવી દીધી કે રમેશબાબુ મને એકાન્તે પોતાની નીચ આશા પૂર્ણ કરવા લઇ આવ્યા હતા અને તેમણે મને કેદ કરી છે, મેં આવી પોલિસમાં અરજી આપી, તે સાથેજ રમેશબાબુ પોલિસના હસ્તમાં બદ્ધ થયા અને તેમને કારાવાસ મળ્યો પરંતુ અલ્પ સમયમાંજ તેઓ કારાગૃહનું દ્વાર તોડીને ત્યાંથી ન્હાસી ગયા! તે ગયા! આજ પર્યન્ત તેમનો પત્તો નથી!"

"તે પછી સ્નેહલતાનું શું થયું?"

"સ્નેહલતા તો નરેન્દ્ર સાથે સંલગ્ન થવા ઇચ્છતીજ હતી, તેને તો આથી પરમ સંતોષ થયો અને તેના તથા નરેન્દ્રના લગ્ન થઇ ગયા!!"

"પછી પછી?"

"પછી, બેચાર વાર રમેશબાબુના સ્નેહલતા ઉપર પત્રો આવ્યા હતા અને તેને ગુપ્ત રીતે પોતાની સાથે ન્હાસી આવવા તેમણે સૂચના આપી હતી!"

"તેથી સ્નેહલતાનો નિશ્ચય ચળ્યો હતો!"

"ના, જરાએ નહિ, તેણે તો એ પત્રોનો ઉત્તર પણ આપ્યો નહોતો!"

"ત્યાર પછી નરેન્દ્ર ઉપર એ સંબંધી રમેશના પત્રો આવ્યા હશે નહિ વારૂં?"

"હા, નરેન્દ્ર ઉપર એક પત્ર આવ્યો હતો, કે જો તું સ્નેહલતાને મારા હસ્તમાં સોંપી ન દેશે તો હું તારો અવશ્ય ઘાત કરીશ! તે પછી તેમના બીજાં પત્રો આવ્યા ન હતા કે તેમનો કશો પત્તો પણ લાગ્યો નહોતો!" કિર્તિદાએ ઉત્તર આપ્યો. આ વાત સાંભળી પ્રભાકર અધિ-

શય આશ્ચર્ય પામ્યો અને તે કિર્તિદાને આશ્વાસન આપી ત્યાંથી પ્રયાણ કરી ગયો! તે ત્યાંથી તરતજ નરેન્દ્રની પાસે ગયો અને તેને ઉદ્દેશીને કહ્યું, "નરેન્દ્રકુમાર! કિર્તિદા ઉપર મને જે આશંકા હતી તે ખરે-ખર ખોટીજ છે માટે તમે કોઇપણ પ્રકારની ચિંતા રાખશો નહિં, પરંતુ મારી એક વિનતિ અવસ્ય લક્ષમાં રાખજો! તમારા શિર ઉપર ભયંકર આફત ઝઝુમી રહી છે માટે કૃપા કરી ઘણાંજ સાવચેત રહેજો અને સંભાળજો, હું જાઉં છું."

નરેન્દ્ર આ સાંભળીને આશ્ચર્ય પામ્યો અને તેણે કહ્યું, "પ્રભાકર! તમારે કયાં જવું છે, પાછા કયારે ફરશો!

"તે કહી શકાય એમ નથી, નરેન્દ્રબાબુ! પણ એટલું ખચિત સ્મરણમાં રાખજો કે પાછો વળીશ ત્યારે તમારે ત્યાં થએલા ખૂનનો પત્તો મેળવીને જ પાછો ફરીશ અને નહિ તો આ અવનિતલ પરથી સદાને માટે વિલુપ્ત બની જઇશ, એટલી ખાતરી રાખજો!

"પ્રભાકર! પ્રભાકર! આવા ભયંકર કામમાં હાથ નાંખવાનું કાંઇ કામ નથી કારણ કે જે મનુષ્યો મરણ પામ્યા તેનો પ્રાણ હવે પાછો આવવાનો નથી!

"થયું તે ના થયું ભાઈ! જગતમાં ના બને એવું,
મરણ પામ્યા મનુષ્યોમાં નહિ જીવ આવશે પાછા?
પછી દુષ્ટો ખૂની માટે તમે તન કષ્ટમાં નાખી,
તજો દરકાર દિલની તો અધમ જન ફાવશે પાછા!"
દુખી કાયા બની મારી હળાહળ દેહમાં વ્યાપ્યું.
છતાં મુજ-દેહ પર આફત વળી વર્ષાવશે પાછા!"

માટે કૃપા કરી તમે તમારો વિચાર તજી દઇ અહીંજ રહી મારા મહાલયની રક્ષા કરો!

"નરેન્દ્રબાબુ! એવો ભય રાખવાનું પ્રયોજન નથી કારણ કે સાહસ કર્યા વિના શત્રુઓ કબજે થવાના નથી,

"વિના સાહસવડે જગમાં ન મળતા માન ધન કિર્તિ,
મળે ત્રણુ લોકના વૈભવ વિચાસો માત્ર સાહસથી.
ભર્યાં પકવાન્નની થાળી ધરી સામે છતાં હાથે,
લઈ ભોજન કરી ખાલી કરો છો પાત્ર સાહસથી.
યવનના દર્પને ભેદી મુકાવી માન મ્લેચ્છોના,
વર્યા ધન સમ્પતિ લક્ષ્મી સુજન તે ક્ષાત્ર સાહસથી.
સ્વધર્મિના પ્રયત્નોથી ધરા જ્યારે ધ્રુજે ત્યારે,
રહે કંપી અધર્મિના અહાહા! ગાત્ર સાહસથી!"

માટે પ્રયત્ન કરવો એ તો મારો ધર્મજ છે! તમે ખુશીથી નિશ્ચિંત રહેજો અને મારી સૂચનાને લક્ષમાં રાખી વર્તજો!"

પ્રભાકર એટલું બોલી તરતજ નરેન્દ્રના ઉત્તરની રાહ જોયા વિના ચાલ્યો ગયો, તેને ખાતરી હતી કે નરેન્દ્ર તેને સાનંદ બહાર જવાની રજા આપવાનો નહોતોજ અને નરેન્દ્રના મહાલયમાં રહ્યા રહ્યાજ ખુનની ખરી તપાસ થઇ શકે એમ નહોતું એટલે તેણે નિરૂપાયવશ નરેન્દ્રની આજ્ઞાનું ઉલ્લંઘન કરીને પણ ત્યાંથી પ્રયાણ કર્યું.

# પ્રકરણ—૧૪મું.

## કિર્તિદાની પાછળ.

"ભરાઇ પાપનું પાણી ઘડો તર થાય છે ત્યારે,
પલક ભરમાં ફુટી સઘળા અધર્મિને વિદારે છે.
પ્રભુ રહી દૂર દુનીયાથી નિહાળી પાપ સહિના,
હિસાબજ ચોપડે રાખી દુખો દર્દો વધારે છે,

ન સમજે માનવી ઇશ્વર પ્રપંચોની પુરી શિક્ષા,
વધારી વિશ્વમા વ્યાધિ વિધર્મિનેજ મારે છે.
થતાં જુલ્મો અતિ જ્યારે અધમતા વ્યાપતી જગમાં,
પ્રભુ લઇ દેહ સંસારે બધાં કષ્ટો નિવારે છે.
કરી શિક્ષા અધમજનને સુજનને સ્હાયતા આપી
પ્રભુના પુણ્ય પુત્રોને પ્રભુ પોતે ઉગારે છે !



પ્રભાકરે નરેન્દ્ર પાસેથી પ્રયાણ કર્યું તેવોજ તે બંગલાની પાછળના ઘોર અરણ્યમાં ચાલ્યો ગયો, તેણે પોતાનાં કપડાં બદલી નાંખ્યા અને મુસલમાન સદ્ગૃહસ્થનો પોષાક ધારણ કરી લીધો ' માથે સરસ શોભતી તુર્કી કેપ ધારણ કરી, અંગમાં સુશોભિત ઝભ્ભો ચઢાવ્યો અને એજ મહાલયની પાછળ આવેલી મસજીદ તરફ રવાના થયો! નરેન્દ્રના બંગલાની પાછળ લગભગ થોડેક અંતરે ઘોર અરણ્યમાં એક મસજીદ આવેલી હતી, આ મસજીદ પ્રભાકરે જોઇ ત્યારથીજ તેને તે સંબંધમાં કાંઇક આશંકા ઉત્પન્ન થઇ હતી, તેણે ત્યાં જતાંજ બા-રણા આગળ એક ફકીરને બેઠેલો જોયો પ્રભાકરે તેને ઉર્દુ ભાષામાંજ પૂછ્યુ. "મહાશય ' આ મસજીદની સાથે પ્રવાસીઓને રહેવાની પણ કાંઇ ખાસ સગવડ રાખી છે કે વારૂં ? "

" જી હા, આ મસજીદમાં આજુબાજુનાં ઘણા પ્રવાસીઓ આવીને વિશ્રામ લે છે એટલે તેવી વ્યવસ્થા પણ રાખવીજ પડે છે। "

"તો કૃપા કરીને આજની રાત્રી મને અહીં ગાળવાની આજ્ઞા નહિ આપો વારૂ? હું છેક દિલ્હીથી ચાલતો અત્રે આવ્યો છું અને માર્ગના શ્રમથી કેવળ થાકી ગયો છું!"

"ખુશીથી ભાઇ! આજની રાતજ શું ફાવે તેટલો સમય અહીં રહો ને, તમને અહીં કોણ રોકે એવું છે! ખુશીથી રહો અને આનંદ કરો પણ જતી વખતે પીરને મલીદો ચઢાવવાને માટે સવા રૂપીઓ આપતા જજો!

તેજ સમયે પ્રભાકરે પોતાના ખિસ્સામાંથી કાઢીને તે ફકીરના હસ્તમાં સવા રૂપીયો મૂકી દાધો! પ્રભાકરને તરતજ પેલા ફકીરે એક ઓરડી ઉઘાડીને સુવાની વ્યવસ્થા કરી આપી. આ ઓરડી ચારે બાજુથી અંધકારથી પરિપૂર્ણ હતી અને તેના એક ખુણામા શ્યામવર્ણિય ભયંકર શીલા ગોઠવેલી હતી, પ્રભાકરે તે શીલા કાઢી લીધી, કે તરતજ તેની દૃષ્ટિએ એ કસીડી જણાઇ તે ત્યાંથી નીચે ઉતર્યો, અહીં એક ભયંકર ભોંયરૂં હતું આ ભોંયરાનો વિસ્તાર કેટલો હતો તેનો માલમ પડતું ન હોતું પણ તેનું પૂર્વદ્વાર એક પર્વત કંદરાના મધ્ય ભાગમા બહાર પડતું હતું, પ્રભાકરે તે બરાબર અવલોક્યું અને તેજ માર્ગે પોતે પુનઃ ત્યાં આવીને ઓરડીમાં સુઇગયો. વસ્તુતઃ સુવાનુ ઢોંગ કરીને પડી રહ્યો! આ સમયે બહાર બેચાર ફકીરો વાતચિત કરતા બેઠા હતા, તેમની વાર્તાના શબ્દોના ત્રટક ત્રુટક ભાગો પ્રભાકરને કાને પડતા હતા, એટલામાં મસજીદના પાછલા ભાગમાંથી એક સુંદરી ત્યાં આવીને ઉભી રહી અને તેમણે પેલા ફકીર અગ્રણી મહમદ નામના માણસને ઉદ્દેશીને કહ્યું, "મહમદ, આજે કોઈ નહિ તો કોઇ પણ આપણા ગુપ્ત ગૃહમાં આવેલું જણાય છે ખરૂં!

" એમ, શા ઉપરથી !" મહમદે આશ્ચર્ય પામી પ્રશ્ન કર્યો.

" મસજીદના ઓરડામાંથી ભોંયરામાં ઉતરવાની સીડી પડી ગએલી છે, એ સીડી માણસનો પગ પડયા વગર પડે એવી નથી !" તે તરૂણીએ ઉત્તર આપ્યો, પ્રભાકર આ સ્ત્રીને જોઇ અપાર આશ્ચર્ય પામ્યો, તે સ્ત્રીનું શરીર આદિ સઘળુ અંગોપાંગ બરાબર કિર્તિદાને મળતાજ આવતા હતા અને સ્વર પણ બરાબર કિર્તિદાનોજ હતો ! પ્રભાકરની દ્રષ્ટિ છુપી રીતે તે અબળાપર પડતાંજ તેના મુખમાંથી અસ્પષ્ટ ઉદ્‌ગારો નીકળી પડયા, ' ખૂની ! કિર્તિદાજ ખૂની છે ! એમાં જરાપણ શંકા નથી !" એટલામાં પેલી સુંદરી ત્યાંથી અદ્રશ્ય બની ગઇ ! પ્રભાકરના આશ્ચર્યનો પાર રહ્યો નહિ ! " અહો નરેન્દ્રે હિરાકણી ગણી સંગ્રહેલી કિર્તિદા તે આવા ક્રૂર ધુર્તોના અખાડામાં ! ઓહ ! દુનીયા ! ખરેખર એક આશ્ચર્ય છે.

"જગતમાં કોણ છે પાપી અને છે કોણ ગુણશાળી,
નિહાળીને વદન તેની ન કિંમત કાંઇ અંકાતી !
ઉપરથી શુદ્ધ દેખાતાં મનુષ્યો નેત્રથી ભાળી !
ખરા સાધુ ગણી દુનીયા અહાહા! વ્યર્થ અંજાતી!"

આ ને આ વિચારો પ્રભાકરના મનમાં આવવા લાગ્યા, તેવોજ તે ઉઠયો અને પુનઃ પેલા ધુર્તો બેસીને વાત કરતા હતા ત્યાં અવલોકવા લાગ્યો, પુનઃ ત્યાં તે સુંદરી આવીને ઉભી રહી હતી અને એ ધુર્ત ફકીરો સાથે વાતચિત કરતી હતી ! પ્રભાકરે આ જોઈ પેલો પત્થર ઉચકયો અને તેજપળે ત્યાંથી પેલા ગુપ્ત માર્ગે તે બહાર નિકળી ગયો, આ ગુપ્ત માર્ગ તે ફકીરોને પણ ખબર નહોતો ! બહાર આવતાંજ પ્રભાકરે નરેન્દ્રના બંગલાનો માર્ગ લીધો અને જે ઓરડામાં

કિર્તિદા નિદ્રાધિન થતી હતી તે ઓરડીમાંજ ચાલ્યો ગયો! કિર્તિદા પોતાના પલંગ ઉપર અમીત થઇને ઘસઘસાટ નિદ્રા ભોગવતી હતી! પ્રભાકરના આશ્ચર્યનો પાર આવ્યો નહિ.

"નિહાળ્યું આંખથી મેં તે હશે ખોટું? નહિ મારી,
દગો શું આંખ આપીને મને તે છેતરે છળથી!
અગર મુજ ભાગ્ય મારાથી રિસાઇ રોષ રાખીને,
ભમાવે શુ! નહિ શત્રુ વધ્યા મુજ બુદ્ધિના બળથી"!

તેણે ઘસઘસાટ નિદ્રા લેતી કિર્તિદાના પગના પાની પર હાથ મૂક્યો તો તે ઉન્હા ઉન્હા હતા! બસ! આથી પ્રભાકરનો કિર્તિદા પરનો સંદેહ બધો ટળી ગયો! કારણ કે વરસાદના દિવસો હતા અને હવા પણ ઘણી ભિની હતી એટલે જો એ મધ્ય રાત્રીએ કિર્તિદા બહાર ગઈ હોત તો તેના પગની પાની હુંફાળી રહેવાને બદલે શાંત અને શીત બની ગઇ હોત! પણ તેમ નહોતું તેના પગ કુદરતી રીતેજ ગરમ હતા એટલે તે બહાર નથીજ ગઇ એ વાતની પ્રભાકરને પરિપૂર્ણ ખાતરી થઇ.

---

# પ્રકરણ ૧૫ મું.

## હુસેનની મસજીદમાં!

"સકલ સૃષ્ટિ વિશે શંકા મહા ચાંડાલિનિ મોટી,
અહા! શંકા જગત સહુને જુલમ સાથે જડાવે છે.
પિતા પુત્રો સગાંસ્નેહી સબંધો વિશ્વના તોડી,
કલહ સઘળે કરાવીને જૂઓ શંકા લડાવે છે.

હૃદય છે પ્રેમનું ઘર ત્યાં હળાહળની કરી વસ્તી,
પ્રણય ઉરનો પ્રજાળી દે ત્રુટી ત્યાં એ પડાવે છે!





**પ્ર**ભાકરને આ પ્રમાણે કિર્તિદાને માટે ખાતરી થઇ છતાં તેના હૃદયની આશંકા દૂર થઇ નહિ તેને હજી કિર્તિદા ઉપર શંકા જવા લાગી?

કદાચિત કિર્તિદા બહાર ગઇ હોય અને અંદર આવી અગ્નિ ઉપર પોતાના પગ હુફાળા શા માટે ન કરી લીધા હોય! આમ અનેક વિચારમાં તે ગોથાં ખાવા લાગ્યો, અંતે તેણે કિર્તિદાને ઉઠાડી અને તેને જાગૃત કરી કહ્યું, "કિર્તિદા! હમણાં તમે કયા ગયા હતા!"

"હુ કયાં ગઇ હતી? પ્રભાકર! હું તો કોઇપણ જગ્યાએ ગઇ નથી!"

"મેં તમને હમણાંજ હુસેનની મસજીદમાં જોયા હતા! મેં તમને ત્યાં જોયા છતાં વળી આમ ખોટું શુ બોલો છો!"

આ સાંભળી કિર્તિદાને હસવુ આવી ગયું, "પ્રભાકર! ખુનીઓને શોધતા તમે ગાંડા થઇ જશો ગાંડા!" આ ઉત્તર સાંભળી પ્રભાકર આશ્ચર્ય પામ્યો અને તે દિવાના માણસની પેઠે કિર્તિદાની સામે નિહાળવા લાગ્યો.

"કિર્તિદા!" પ્રભાકરે કહ્યું, "તું મારાથી ભય પામી ખરી વાતો છુપાવે છે પણ એનુ પરિણામ ઘણુંજ ભયકર આવશે, શું તમોને મારો કાંઇ ભય લાગે છે?

" જરા નહિ પ્રભાકર ! જો મને તમારો ભય લાગ્યો હોત તો મેં એટલામાં અહીં બુમાબુમ કરી આખું ગામ ભેગું કરી નાંખ્યું હોત હોં ! મને તમારો ભય શાનો હું તો કોઇથી બ્હીતી નથી ! "

" પણ મારાથી બ્હીવું પડશે ! "

" શા માટે ? "

" તમે જાણો છો હું કોણ છું ? "   "ના"

" હું છુપી પોલિસનો અધિકારી પ્રભાકર છું ! "

" તેમાં મારે શું ! "

" મે મારી આંખે તમને હુસેનની મસજીદમાં જોયા હતા, એટલે હું તમને ગુન્હેગાર ઠરાવીશ ! " એમ કહી તેણે પોતાના ખિસામાંથી એક વિંટી બહાર કાઢી, આ વિંટી પ્રભાકરને હુસેનની મસજીદમાંથી મળી હતી, જ્યારે પ્રભાકર એ મસજીદમાંથી ત્યાં આવેલા ગુપ્ત ભોંયરામાં પેઠો હતો. ત્યારે તેણે ત્યાં કેટલાક મૃતક માણસોના શરીરો પણ પડેલાં જોયાં હતાં અને ત્યાંથીજ એ વિંટી પણ તેને મળી હતી ! તેણે તે વિંટી કિર્તિદાને આપતાં કહ્યું, " જુઓ આ વિંટી તમારી છે!"

" અરે હા, એ તો મારી છે. " એમ કહી કિર્તિદાએ તે લઇ લીધી પણ પછી તરતજ તેની દ્રષ્ટિ પોતાના હાથપર જતાંજ તે વિંટી તેણે પ્રભાકરને પાછી આપી દીધી, " નહિ, નહિ, હ્યો; આ વિંટી તો મારી નથી, મારી વિંટી તો મારા હાથમાં છે ! "

" કિર્તિદા ! તમારાજ શરીરને બરાબર મળતી આવે એવી સ્ત્રી તમે જોઈ છે. "

" કદાચ હશે પણ ખરી તેથી મારે શું ! "

" તમને સગી બ્હેન છે ? "

પ્રભાકરનો આ પ્રશ્ન સાંભળતાંજ કિર્તિદાના આંખમાથી સતત અશ્રુધારા શરૂ થઇ અને તેણે રડતે અવાજે કહ્યું, "હા હતી, પણ તેનો આ નિર્ભાગીણીના કમ ભાગ્યે અંત આવ્યો છે !"

"કિર્તિદા ! એ તારી બ્હેન જીવે છે !"

"શુ મારી બ્હેન જીવે છે, આ તમે શું કહો છો, તે કયાં છે !"

"હુસેનની મસજીદમાં !"

"તદ્દન ખોટી વાત !"

"કેવળ સાચી, ખોટી નહિ; પણ તમે મારી સાથે આવશો ?"

"કયા"

"હું જ્યાં લઇ જાઉં ત્યાં !"

"તમે કયાં લઇ જશો ?"

"ખૂનીઓના અખાડામાં હુસેનની મસજીદમાં !"

"ખુનીઓના અખાડામાં ? ખુનીઓના અખાડામાં મારૂં શું કામ છે ?

હળાહળ છે ભર્યું જાણી છતાં પણ તે મીઠું કહીને;
જીવન આશા તજી તેને પીવાનું કાંઇ કારણ છે. ?
સ્વહસ્તે દેહ દુખ દરીએ દીધી નાંખી ! મરણ આવ્યું !
પછી મૃત્યુ મળે તેનું કહો કશુએ નિવારણ છે ?"

"પણ હું તારી સાથે છું પછી તારે ભય રાખવાનું કાંઇ કારણ નથી કારણ કે મારી શકિત ખુનીઓને શોધી કાઢવામાં અદ્વિતિય છે,

"સુકોમળ દેહ તારી આ અધમ ગૃહમાં જશે તોએ,
છતાં હું કાળ દૂત જેઓ નચિંતા રાખ તુજ સાથે !
ન ભય રાખો ખુનીઓનો પ્રયોજન ના કશું ભયનું,
અને જાણો જરૂર આવે પ્રભુ પણ સત્ય સંગાથે !"

"પણ ત્યાં તમને મારૂં શું કામ છે !"

"તમને એક મૃતક મનુષ્ય દેહ બતાવવાનો છે !"

"હું તેને અવલોકીને શું કરીશ !"

"એ દેહ કોનો છે તે ઓળખી કાઢજો !"

"તમે એ ઓળખાવીને શું કરશો ?"

"વિલાસીનીનું મરણ થયું છે કે કેમ તેનો નિર્ણય કરીશ અને તમારી બ્હેનને શોધી કાઢીશ !"

"મારી બ્હેનને !"

"હા, તારી બ્હેનને !" "પ્રભાકર ! તે જીવતી મળશે."

"જરૂર મળશે !" પ્રભાકરે ઉત્તર આપ્યો અને તે બંન્ને હુસેનની મસજીદ તરફ રવાના થયા.



# પ્રકરણ—૧૬મું.

## "ખુની તુંજ છે."

"અધર્મથી ધન સાંપડયું ટકે ન ઝાઝો કાળ
પાપ વડે પૈસો મળ્યો વિષ જેવો વિકાળ
વિષ જેવો વિકાળ અંત સઘળાનો આણે
અને અધમની દેહ નર્ક દુખમાં તે તાણે
ગૃહે ન તેથી દ્રવ્ય પાપનું કહિએ સર્જન
જાય જરૂર લઇ બ્યાજ સાંપડયું અધર્મથી ધન!



પ્રભાકર ક્રિર્તિદાને લઇ એ અંધકારપૂર્ણ ગુપ્ત ભોંયરામાં પોતે શોધી કાઢેલે ગુપ્તમાર્ગે પેઠો અને તેને એક જગ્યાએ ઉભી રાખી પોતે પાસેના એ અંધારા ઓરડામાં ગયો ! આ ઓરડામાં જર્જ થઇ ગએલા એક ખાટલા ઉપર એક સ્ત્રીની મૃતકદેહ પડેલી હતી, પ્રભાંકરે તેની ઉપર એક લુગડાનો કટકો એવી રીતે પાથર્યો કે તેનુ મુખ બ્હારથી દેખાત બંધ થયું, તેણે તે ખાટલાને ખેંચીને પેલા ઓરડાના મુખ તરફ આણ્યો અને પછી ક્રિર્તિદા પાસે આવીને તેને કહ્યું, " ક્રિર્તિદા ! તમે એક ભયકર દેખાવ જોઇ શકશો !"

" શાનો ! "

" એક મરણ પામેલા મનુષ્યનું ગંધાતું શરીર તમને બતાવવા છે, તમને ચક્કર તો નહિ આવશેને !" આ શબ્દ સાંભળતાં ક્રિર્તિદા ત્યાં બેસી ગઇ, તેના શરીરે પ્રસેવો છૂટ્યો છતાં તેણે ધૈર્ય રાખી કહ્યું, " પ્રભાકર ! તમે તેજ કામ માટે તો મને અત્રે લા આવ્યા છો પછી હવે પૂછો છો શું ! લાવો ! બતાવો તમારે જે બતાવવું હોય તે !

" બતાવો ! દુઃખજોવાને સર્જાણી દેહ આ મારી
પછી તેને વધુ કષ્ટો કહી થોડાં પડયાં તો શું ?
જીવન ગાળ્યું બધું દુખમાં દુખો જોઇ નયનમારાં
ઘડાયાં છે હવે દુઃખો વધુ નજરે ચઢયાં તો શું ? "

પ્રભાકર આ સાંભળી પેલી ઓરડામાં ગયો અને તે લાસવાળો ખાટલો બહાર ખેંચીઆણી તેના પરથી પોતે ઓઢાડેલો કટકો ખેંચીલીધો! પણ ખલાસ! પ્રભાકરની સઘળી મહેનત ધૂળમાં મળી ગઈ હતી! કારણકે તે ખાટલાપરના શબને કોઈ ઉઠાવી ગયું હતું પરંતુ તે ઉપર એક ભરજરીની ચોળીપડી રહેલી પ્રભાકરની દ્રષ્ટિએપડી,તેણે તે ઉપાડી લીધી અને તેના ખિસા તપાસી જોયા તો તેમાંથી તેને એક ફાટેલો કાગળનો ટુકડો મળી આવ્યો, તેમાં નીચે પ્રમાણે અક્ષરો લખેલા હતા!

"પ્રિયબંધુ નરેન્દ્ર!

ભાભીનું કિર્તિદાએજ ખુન કર્યું છે અને તે અધમ અબળાએ મારા પણ ખુનનો પ્રયાસ આરંભ્યો છે.પિતાજીની ખુનીપણ એજ જુલ્મગાર અબળા છે! તેનાથી ચેતતા રહેજો!"

લિ. તમારી પ્રિય ભગિનિ
વિલાસિના."

કાગળના અક્ષરો વિલાસિનીનાજ હતા! કીર્તિદાએ તે ઓળખ્યા, પત્ર વાંચ્યો અને તેની આંખમાંથી પાણીની ધારાઓ વહેવાલાગી! "અહો હું! સઘળાની ખુની છું, મેંજ જાગીરદારનો વધ કર્યો છે! તો શામાટે મારૂં મૃત્યુ નથી આવતુ, પ્રભો! પ્રભો! તું મનેજ મરણ શામાટે નથી આપતો!

"ન માગે ત્યાં ધસી જઈને મરણ ઉત્પાત ફેલાવે,
હું માગું કૈંક વર્ષોથી છતાં કયમ ના મરણ આવે.
જનમથી દુઃખ વેઠયાંને વળી વૈધવ્ય પણ આવ્યું,
છતાં મુજ દેહ પર હજીએ ન યમ દૂતના ચરણ આવે.
ભિની થઈ આંખ ફુટે આ પીડા પામી રહી તોએ,
પ્રભુ નિર્દય થયો લાગે નહિ તેનું શરણ આવે!"

"કિર્તિદા! આ પત્રિકાથી તમારે ભય પામવાનું કારણ નથી!"

"ભાઈ! હું જન્મથીજ દુઃખી છું, મે માતા, પિતા, ભ્રાતા, ભગિની, પતિ બધાં ખોયાં છે અને જગતમાં નિરાધાર છું, એકલી

છુ. પછી ભય કેમ ન લાગે વારૂં ? આ ચિઠ્ઠીથી હુંજ ખૂની છુ એમ સાબીત થાય છે!"

"પણ તે લુચ્ચાઓનો પ્રપંચ છે!"

"તે તમે કેમ જાણ્યું!"

"અનુમાન!"

"અનુમાન તો ખોટાં યે પડે!"

"મારૂં અનુમાન ખરૂં પડે એવુ તને હું બીજુ પણ એક શબ બતાવું છું, જે તે જોતાંજ તને ખાત્રી થશે કે મારૂં અનુમાન સાચું છે કે નહિ તે." પ્રભાકરે કહ્યું, તે પાછો એજ ઓરડામાં ગયો, અને વળી તેણે એક મૃતક શબ ત્યાંથી ખેંચી આણ્યુ! પણ એટલામાં બીજું આશ્ચર્ય થયું, તે જ્યાં કિર્તિદાને ઉભી કરી ગયો હતો ત્યાં કિર્તિદા નહોતી! પ્રભાકર આ બનાવથી ઘણોજ ગભરાયો અને ત્યાંથી કિર્તિદાના પગલાં જોતો બહાર ધસી આવ્યો! એ મસજીદની પાછળજ એક મોટું તળાવ હતું, ત્યાં સુધી કિર્તિદાના પગલાં ગયાં હતાં. પ્રભાકર એ પગલાં જોતો જોતો તળાવ પર્યન્ત પહોંચી ગયો, તેવોજ તેણે અંદર ભુસ્કો માર્યો અને કિર્તિદાને અંદરથી ખેંચી કાઢી બહાર આણી ઉભી કરી અને કહ્યુ; 'કિર્તિદા! આ શું કરતી હતી!"

"હું મરવા માંગું છુ!"

"કેમ વારૂં!"

"મને આ સંસાર પર તિરસ્કાર આવ્યો છે!"

"શું તુ ખરેખર આ ખુનોમાં સામેલ છે! મને લાગે છે કે તુજ ખુની છે."

"નહિ બિલકુલ નહિ; યાદ રાખો! ફરી આ વાત બોલશો તો ઠીક નહિ થાય!"

"ત્યારે તમે આમ શા માટે કર્યું ?"

" મને મારી બ્હેનનો વિયોગ સાંભરી આવ્યો તેમાં ! "

" તમારી બ્હેન જીવતી મળે તો ! "

" તો હું તમારી દેવ પ્રમાણે પુજા કરીશ ! "

" જુઓ કિર્તિદા ! તમે ત્યાંથી ન્હાસી ન આવ્યા હોત તો આજેજ તમને તમારી બ્હેનનો પત્તો મળત પણ હશે ! હવે તે વાતમાં માલ નથી પરંતુ આમ જુઓ, આ પ્રમિલાદેવીના નામનું મને એક કંકણ જડયું છે, એને તમે ઓળખો છો?"

" હા. ! " પ્રમિલા કોણ છે ? "

" પ્રબોધકુમાર જાગીરદારની રક્ષિતા મારાજ જેવી એક દુખી અબળા છે, તેની પાસે એક રત્નહાર છે અને તે હાર સોનેરી જાળમાં ગુથીને મૂકેલો છે, કહે છે કે એ હારમાં બહુ ગુપ્ત ભેદ છે ! "

"પ્રમિલાનું નિવાસભવન કયાં છે ? "

" આપણા ગૃહની પાછળ ! "

આટલું સાંભળતાંજ પ્રભાકર ત્યાંથી નરેન્દ્રના ઘર તરફ રવાના થયો ! કિર્તિદાને ઘરમાં મૂકી તે પ્રમિલાના ઘર તરફ કિર્તિદાએ આપેલી નિશાનીએ પ્રયાણ કરી ગયો !



# પ્રકરણ–૧૭મું.

## રહસ્યમયી પેટી.

" વરસતી મેઘની ધારા થતા ચમત્કાર વિધુતના,
બનાવો પ્રકૃતીના એ તમે અટકાવશો કયાંથી ?

ફુટયું પ્રારબ્ધને દુખની ઝડી તમ દેહપર આવે,
ભીંજાવાના ભયે તનને કે[illegible] છટકાવશો શાથી ?

કીધેલાં પાપની જવાળા ત્રણે લોકે પ્રકટ થઇ ત્યાં,
પ્રભુની ભવ્ય જીવ્હામાં અધમના લાવશો કયાંથી?

જગત દરબારમાં કાંઇ તમે છલથી જશો ફાવી,
ફોધેલી પૂણ્યની હેલી પછી દર્શાવશો કયાંથી ?"



પ્રભાકર એટલી ત્વરાપૂર્વક ત્યાંથી પ્રયાણ કરી ગયો કે અલ્પ અવસરમાજ ને એક ઝુંપડી પાસે આવી પહોચ્યો, અને એ ઝુંપડીની બહાર ઉભાં રહી ત્યાં વિસ્તરેલી પ્રકૃતિની શોભાને અવલોકવા લાગ્યો ! એટલામાં સન્યાસીનીનો વેશ ધારણ કરેલી એક અબળા ત્યાં આવીને ઉપસ્થિત થઇ અને પ્રભાકરના મુખ પ્રત્યે દ્રષ્ટિપાત કરતી તેને નિહાળવા લાગી, એટલે પ્રભાકરે તેને પ્રશ્ન કર્યો,

**"પ્રમિલાદેવી તમારૂં નામ છે ?"**

"હા, કેમ તમોને શું કામ છે ?" પ્રમિલાએ પૂછ્યુ.

"મારે તમારી પાસે એક ગુપ્ત વાત જાણવાની છે !"

"મારી પાસે ગુપ્ત વાત જાણવાની છે ? મારી પાસે એવી કાંઇજ ગુપ્ત વાત નથી કારણ કે હું તો ઘણાં વર્ષ થયાં આ જંગલમાંજ મારો નિવાસ કરી રહેલી છુ.

"તજ્યું છે ગામ મેં કષ્ટે ગૃહી કર દેવની માળા,
વસીછું જંગલે આવી અડગ ભકિત જગાવી છે,
મૂક્યાં છે મોહના બંધો બધા સંસારના અંતે,
મરણ સાથે હવે છેલ્લી સકલ શકિત લગાવી છે."

"પરંતુ એક ઘણીજ ગુપ્ત વાત તમે જાણો છો એવી મારી ખાત્રી છે અને તમે હવે સન્યાસ ધારણ કર્યો છે એટલે તે વાત તમારે લોકોપકારાર્થે મને નિવેદન પણ કરવીજ જોઇએ, કેમકે-

" જગતને પાપથી હરવા    અધમતા નષ્ટ સૌ કરવા,
ખરા સંન્યાસીઓ પોતે    સ્વદેહને કષ્ટ આપે છે.

મઝા એવા દુખે માણી    ખરો છે મોક્ષ એ જાણી,
સ્વહસ્તે શત્રુને ગોતે    દુખો તે સર્વ કાપે છે.

થયા એવા મહદ જનના    ચરિત્રો તેમનાં તનના,
મહર્ષિ તે મરે પોતે    છતાં સહુ કોઇ છાપે છે."

" તો પૂછો! બેલાશક પૂછો! તમારે મારી પાસે શું જાણવું છે!"

" તમે પ્રબોધબાબુને ઓળખતા હતા!"

" હા, ઘણીજ સારી રીતે, કારણ કે તેઓજ મારૂં ભરણપોષણ કરતા હતા, પ્રબોધબાબુ એક ઘણાજ ઉદારચિત પુરૂષ હતા."

" તેઓનું મરણ શી રીતે થયુ તે જાણો છો!"

" હા, એક અધમ પુરૂષે તેમનું ખુન કર્યું છે."

" ખુન કોણે અને કયાં આગળ કર્યું હશે વારૂં!"

" તેની મને માહિતી નથી પરંતુ જે રાત્રીએ તેમનું ખુન થયું તેજ સંધ્યાકાળે રમેશબાબુ નામનો એક લાંબી દાઢીવાળો પંજાબી મુસલમાન જેવો માણસ મારી પાસે આવ્યો હતો અને તેણે મારી પાસે એક પત્ર લખાવી પ્રબોધબાબુને અત્રે તેડાવ્યા હતા!"

" પછી, પ્રબોધબાબુ! અત્રે આવ્યા હતા?"

" ના માર્ગમાંજ તેમનું ખુન થયું હતું!"

" એ રમેશબાબુ તે સિવાય બીજી કોઇવાર તમારી પાસે આવતો હતો."

" હા, એકવાર આવ્યો હતો!"

" શા માટે વારૂં!"

" મારી પાસે એક સોનેરી જાળ છે અને તેમાં એક નવસરહાર મૂકેલો છે તે લેવા તે મારી પાસે આવતો હતો!"

" એ સોનેરી જાળ તમને કોણે આપી છે!"

"મારા માતાએ!"

"જરા તે મને જોવા દેશો!"

"તે એક લોખંડની પેટીમાં મુકેલી છે અને પેટીને તાળું મારેલું છે, જો તમને ઘણીજ અગત્યતા હોય તો મારે બતાવવાને વાંધો નથી."

"તો કૃપા કરી તે મને અત્યારેજ લાવી આપો. મારે તેની ઘણીજ જરૂર છે!" પ્રભાકરે ઉત્તર અપ્યો. તે સાથેજ પ્રમિલા પોતાની ઝુંપડીની અંદર આવેલી એક ઓરડીમાં ગઇ પણ તેણે ત્યાં જતાંની સાથેજ દિલગીરીનો એક નિશ્વાસ નાંખ્યો અને ત્યાંથી પાછી ફરી પ્રભાકર પાસે આવી હતાશ વદને ઉભી રહી, પ્રભાકરે તેને નિરાશવદને ઉભી રહેલી જોઇને પુછ્યું, "કેમ પ્રમિલાદેવી! તમારી પેટી કોઇ ચોરી ગયું કે શું?"

"હા, બાબુજી! મારીજ આપને પ્રથમ કહેવામાં ભૂલ થઈ એ પેટી મેં સ્વહસ્તેજ રમેશ બાબુને અર્પણ કરી છે!"

"શા માટે વારૂં?"

"હું પ્રથમ જે ઝુંપડામાં રહેતી હતી તે ઝુંપડુ એવા પ્રકારનું બનાવેલું હતુ કે એકજ કળ દાબતા તે અંદર રમેશ બાબુના ભોંયરામાં ઉતરી જતુ હતુ, આ વાતની મને માહિતી ન હોતી એક દિવસ અચાનકજ રમેશે મારી પાસે આવી સોનેરીજાળની માંગણી કરી, પરંતુ મેં તે આપવા ના પાડી, તેવીજ તેમણે તે કળ દાબી અને મારી આખી ઝુંપડી તેમના ગુપ્તગૃહમાં પેસી ગઇ, બાબુજી! ત્યાં મને એટલું બધું કષ્ટ પડયું કે મારે તે સોનેરી જાળ રમેશ બાબુને આપવીજ પડી!" પ્રમિલાની આ વાત પ્રભાકરને તદન સત્યપુર્ણજ લાગી કારણ કે પ્રભાકરે એ દેખાવ પોતાની નજરેજ નીહાળ્યો હતો, તેનુ વર્ણન અમારા વાંચકો ચોથા પ્રકરણમાં વાંચીનેજ આવ્યા છે. પ્રમીલાનો આ ઉત્તર સાંભળી પ્રભાકરે તેને કહ્યુ, પ્રમિલા! એ પેટી રમેશબાબુની ગુફાવાળા ગુપ્ત ગૃહનાં કયા ભાગમાં રહે છે!"

"નહિ ભાઇ ! તેની મને જરાએ ખબર નથી !"

"પરંતુ એટલું તો ખરૂં ને કે એ સોનેરીજાળ, રત્નહાર અને રહસ્યમયી પેટીમાં રમેશકુમારના જીવનનો એક ઘણોજ ગુપ્ત ભેદ સમાએલો છે !"

"હા ! એમાં શંકા નથી !' પ્રમિલાએ ઉત્તર આપ્યો

—•—

# પ્રકરણ–૧૮ મું.

## ખુની પકડાયો !

" છુપાયો હોય આકાશે કદાચિત અભ્રથી ભાનુ,
છતાં તેની પ્રભા જગમાં અહોનિશ તેજ આપે છે.
નિવારી મંદતા જગની ઉજાળી વિશ્વ આખાને,
થયો અંધારનો વિસ્તાર તે રવિરાજ કાપે છે.
ખરી છે સત્યની જ્યોતિ રવિ જેવી અડગ તેનો,
પ્રકાશજ પૃથ્વી આખીમાં ખરેખર ખુબ વ્યાપે છે."

પ્રભાકર પ્રમિલાનો ઉત્તર સાંભળી તરતજ હુસેનની મસજીદ તરફ જવા રવાના થયો પરંતુ ત્યાં આવીને જુએ છે તો જે જગ્યાએ મસજીદ હતી તે જગ્યા તદ્દન સાફ થએલી દીઠી. પ્રભાકરના લક્ષમાં આવી ગયું કે બદમાશો પોતાનું રહેઠાણ બદલી ગયા છે. હવે તે એ ઘોર અરણ્ય પ્રદેશમાં આમથી તેમ ઘુમવા લાગ્યો ! લગભગ બે ચાર દિવસ તેણે ત્યાં ગુપ્તગૃહમાં જવાને પ્રયત્નો કર્યા, અંતે તે શ્રમિત થઇ ત્યાંથી પાછો ફરતો હતો એટલામાં એક વૃક્ષની બખોલમાંથી એક તરૂણ યુવતી બહાર આવતી તેની દૃષ્ટિએ પડી તેજ પળે પ્રભાકરે તે સુકુમાર અબળાને પકડી અને પોતાના અનુચરો સાથે તેને નરેન્દ્રને ત્યાં મોકલી આપી તથા પોતે તે સુંદરીનાંજ વસ્ત્રો પહેરી તે બખોલમાં અંદર ઉતર્યો, એ બખોલ છેક રમેશબાબુના ગુપ્તગૃહમાંજ જતી હતી ! પ્રભાકર સ્ત્રી વેશમાં અંદર ચાલ્યો ગયો પણ દૈવયોગે અંદર જતાંજ

એક ભેદી કળપર તેનો પગ પડ્યો અને તે સાથેજ તે ત્યાં પડી ગયો, તેના સ્ત્રી વસ્ત્રો ખસી ગયા અને અંદરથી પોતે પહેરેલા વસ્ત્રો બહાર જણાવા લાગ્યા, તેજ પળે અંદર બેઠેલા એક પુરૂષે-રમેશબાબુએ બૂમ મારી, ' અહો! આતો ડિટેકટીવ પ્રભાકર ! "

તેજ ક્ષણે રમેશની ટોળીના દસ માણસો તેની ઉપર ધસ્યા, પ્રભાકરે ત્યાં પ્રજળી રહેલો દિપક શાંત કરી નાખ્યો અને પોતે શત્રુઓ ઉપર ગોળી છોડતો આમથી તેમ ઘુમવા લાગ્યો, એટલામાં જરા દૂરથી કોઈએ દિવાનો પ્રકાશ ત્યાં પાડ્યો તેજ સાથે હુસેન અને તેના નરપિશાચો ત્યાં ધસી આવ્યા, હુસેન પહેલા નંબરનો બદમાસ હતો અને તે રમેશને ઘણોજ પ્રિય હતો, રમેશે પોતાના લુટારાઓની હુસેનને આગેવાની સોપી હતી. પ્રભાકરે એ દૂરથી પ્રકાશ આપતો દિપક પણ પોતાની પિસ્તોલ મારીને ભાંગી નાખ્યો ' અંધારામાં શત્રુ અને મિત્ર ઓળખાવા ભારી થઇ પડયા ! આ વેળાએ ફરી ત્યાં એકવાર દિપકનો પ્રકાશ પડયો, તે સાથેજ પ્રભાકરે એ બદમાસોના અગ્રભાગે ઉભેલા એક પુરૂષને જોયો, પ્રભાકરે બરાબર તેના પગમાં ગોળી મારી, તે સાથેજ તે ચક્કર ખાઇ જમીનપર ધસી પડ્યો, તરતજ ગોળીઓના તથા શસ્ત્રોના ખણખણાટ બંધ થયા અને માણસો આમથી તેમ ભાગવા લાગ્યા ! પ્રભાકરે તેમને ન્હાસવાજ દીધા પરંતુ એટલામાં એક સ્ત્રી તેજ માર્ગે નાસતી તેની નજરે પડી! પ્રભાકરે તેને પકડી અને તેની સામે પિસ્તોલ ધરી રાખી તેનું કહ્યું, " દુષ્ટા ! બોલ આ કોનું ગુપ્ત ગૃહ છે ? " એમ કહી તેણે પોતાના દિપકનો પ્રકાશ તેના મુખપર પાડ્યો ! તેવીજ તેણે પિસ્તોલ નીચે નમાવી દીધી અને આશ્ચર્ય પામતો બોલ્યો, " કોણ ગોવિંદબાબુની પુત્રી તરંગિણી ! "

" તરંગિણી ખરી પણ ગોવિંદબાબુની પત્નિ, પુત્રી નહિ, " તરંગિણીએ ઉત્તર આપ્યો.

"તો પછી ગોવિંદબાબુ તમને પોતાની પુત્રી તરીકે કેમ બધાને ઓળખાવે છે?"

"તેની ઇચ્છા હું નરેન્દ્ર સાથે સંલગ્ન થઇ તેને વિષ આપું એવી છે અને તે માટેજ તે આવા પ્રયત્નો કરે છે."

"નરેન્દ્રને વિષ આપવાનુ શું કારણ?"

"ગોવિંદબાબુ એ પ્રબોધ કુમાર જાગીરદારના કાંઇક દૂરના સગાં થાય છે, જો નરેન્દ્ર મરણ પામે તો પછી ગોવિંદની એવી ઇચ્છા છે કે તે જાગીરદારના આત્મિય મનુષ્ય તરીકે જાહેર થાય અને સઘળી મિલ્કતનો પોતેજ માલિક બને !"

"ગોવિંદબાબુની ઉમર કેટલી છે!"

"ઘણી મોટી નથી પણ પોતાનું ખરૂં સ્વરૂપ સંતાડવાજ તેમણે દાઢી અને વાળ એટલા બધા વધાર્યા છે કે તેઓનુ ખરૂં રૂપ પ્રકટ થતું નથી!"

"આ ભોંયરાંમાં બીજાં કોઇ જનો છે!"

"હા, પ્રબોધ કુમારની પુત્રી વિલાસીની!"

"અને પેલી સોનેરી જાળ કયાં છે!"

"મારી પાસે!"

"તે મને આપી દેવી પડશે!"

તરતજ તરંગિણી અંદર ગઇ અને તેણે એક લોહની પેટી આણી પ્રભાકરને આપી, પ્રભાકરે તે ફોડી પણ તેના મથિનાર્થને તે જાણી શકયો નહિ, તેણે તે પેટીમાંથી સોનેરી જાળ બહાર કાઢી અને તેને આમથી તેમ બે ચાર વાર ફેરવી પણ તેનો પ્રયાસ સફળ થયો નહિ! તેને કાંઇ પણ સમજ પડી નહિ, અંતે તેણે તે વિષય મૂકી દઇ બીજોજ પ્રશ્ન કર્યો.

"ત્યારે તરંગિણી! નરેન્દ્રની સ્રી સ્નેહલતાનું ખુન કોણે કર્યું?

"ગોવિંદબાબુએ પોતે!"

"તમે શા રીતે જાણો છો ?"

"ખૂનને આગલે દિવસે મેં એમની પાસે નરેન્દ્ર બાબુના નામનો છરો જોયો હતો તેપરથી !"

"ત્યારે તરંગિણી ! તમે આજ પર્યંત શા માટે એ ભેદ છુપાવી રાખ્યો, શા માટે તમે જુઠું બોલ્યા ?"

'પતિને ખાતર"

" પતિએ પ્રેમદઃ ફેરો　　પ્રભુ, સ્વામી શરીરનો છે,
સ્ત્રીનો ઉદ્ધાર કરનારો　　વિભુ છે કંથ અબળાનો.
જગતના પાપથી બચવા　　સીડી છે સ્વર્ગની સાચી,
અમર રસને જવા સ્વામી　　ખરેએ પંથ અબળાનો !"

"તમે કોણછો !"

'હું ભરત પુરના બ્રાહ્મણ નારાયણ શર્માની વિધવા પુત્રી છું, મે ગોવિંદ બાબુ જોડે પુનર્લગ્ન કર્યા છે !"

"તરંગિણી ! હવે તમારા પતિનું આવી રહ્યું છે, તે મારે હાથે પકડાઇ અંતે ફાંસીની શિક્ષાએ જશે."

"હવે તેની જરૂરજ નથી. તમારી ગોળીથી તેના પગમા મખ્ત વ્રણ થયો છે. તેઓ તેમાંજ મરણ પામશે ! બાબુજી ! ચાલો, મારી સાથે ચાલો! વિલાસીની ને તેના દુઃખમાંથી મુકત કરો ! તેને બંદીવાસમાંથી છૂટી કરો !" એમ કહી તરંગિણી પ્રભાકરને બીજા એક ભોંયરામાં લઇ ગઈ, પ્રભાકરે ત્યાંથી વિલાસીનીને છોડાવી અને તે વિલાસીની ને અને તંરંગિણી ને સાથે લઇ પુનઃ નરેન્દ્રના ગૃહને માર્ગે ગયો ! પેલી સોનેરી જાળવાળી લોખંડની પેટી પણ આ સમયે તેની સાથેજ હતી

# પ્રકરણ—૧૯ મું.

## સોનેરી જાળ !

"જીવન જુલમે ગુજારે　　પાપથી કાયા ભરે અંતે,
મરણ સમયે અધર્મીએ　　હૃદયને તાપથી મારે !

જીગર પૈશાચનું કાળું દયાહિણુ એ હશે તોએ,
દ્રવિત થઇ તે દુરાચારે વિપુલ સંતાપથી મારે!
ન દેખાયે અધમ કામો ન નિરખે નેત્ર કપટોને,
કલુષિત દિલને પ્રભુ પોતે અહા! મહાપાપથી મારે!

હૃદય, મન, હાથ, ને ચક્ષો હશે જલ્લાદના જન્મ્યા,
સ્ત્રી, નિર્ધન નિર્બળો તેને હૃદયના શાપથી મારે!"



પ્રભાકરને આટલી માહિતી મળતાંજ તે સીધો નરેન્દ્રને ઘેર આવી ત્યાંથી પાછો પ્રમિલાની ઝુંપડીએ ગયો અને ત્યાંથી તેને સાથે લઇ ગોવિંદબાબુને બંગલે આવી પહોંચ્યો!"

આ સમયે ગોવિંદબાબુ પલંગ ઉપર પડયા પડયા પોતાના દુષ્કર્મની શિક્ષા ભોગવી રહ્યા હતા! પ્રભાકરને જોતાંજ તેમણે કહ્યું, "આવો, આમ આવો પ્રભાકર! મારા હૃદયની એક ગુપ્ત વાત મારે તમને કહેવાની છે. મારી તે વાત સાંભળશો!"

"ખુશીથી કહો બાબુજી! તમારા હૃદયમાં જે જે વાતો કહેવાની હોય તે ખુશીથી કહો, હું સઘળું સાંભળવાને સજ્જ છું, બોલો! શી ઇચ્છા છે!"

"પ્રભાકર! આ સોનેરીજાળનો તમને પ્રથમ ભેદ સમજાવું છું, તેને પેટીમાંથી બહાર કાઢીને આમ લાવો!" ગોવિંદબાબુએ કહ્યું. પ્રભાકરે તે પ્રમાણે તેને સોનેરીજાળ કાઢી આપી. ગોવિંદબાબુએ તે જાળને એવી રીતે ફેરવી કે તેમાંથી એક રત્નમાળા નીકળી પડી. પછી તેણે તે સોનેરી જાળને રૂમાલની માફક એક સ્ટૂલપર બિછાવી અને પછી તેમાં તે રત્નમાળા મૂકી અને પ્રભાકરને ઉદ્દેશીને કહ્યું, 'પ્રભાકર! જૂઓ! આ સોનેરી જાળ કંચનની બનાવેલી છે અને તેના દરેક કાણામાં

સુવર્ણના પાતળાં પડો છે, પરંતુ જૂઓ! ધ્યાન આપો! આ જનગની રચના વિલક્ષણ છે, તેના એક ખાનામાં ઘણું પાતળું પડ છે ત્યારે એક ખાનું ખાલી છે તેમાં આ રત્નમાલાને હું એવી રીતે મૂકું છું કે દરેક ખાલી ખાનામાં એકેક રત્ન આવી રહેશે. હવે એ દરેક ખાલી પડપરના અને આ રત્નપરના અક્ષરો વડે જે લેખ થયો તે તમે કૃપા કરીને વાંચી જાઓ!"

પ્રભાકર આ વિચિત્રતા જોઇ આશ્ચર્ય પામ્યો! અને તે લેખ વાંચવા લાગ્યો, લેખ નીચે પ્રમાણે હતો

"હું પ્રબોધકુમારના બંધુ પ્રેમકુમારની પત્નિ સરલા આજે મારા જીવનનો છેલ્લો શ્વાસ લેતા લખું છું કે મને નરેન્દ્ર અને પ્રમિલા નામે બે સંતાન થયા પછી મારા પતિદેવ સ્વર્ગ પંથના અનુગામી થયા હતા! મારી વિધવાવસ્થામા મારા ઉપર પ્રબોધ બાબુની દ્રષ્ટિ બગડી હતી તેથીજ હું પ્રમિલા તથા નરેન્દ્રને લઇ ન્હાસી છૂટી હતી! પરંતુ દૈવે નરેન્દ્ર પાછો પ્રબોધકુમારના હસ્તમાં ગયો છે, પ્રબોધકુમાર તેનું શું કરશે એ પ્રભુજાણે! મેં પ્રમિલાને બાળપણથીજ તે વિધવા છે એમ જણાવી સંસારથી વિરક્ત કરી છે કારણ કે મને સંસાર પર તિરસ્કાર આવ્યો છે. પ્રબોધકુમારના કાકા નરેશના પુત્ર વિશ્વેશનો પુત્ર નિખિલ અને નરેન્દ્ર બેજ પુરૂષો અમારા કુળમાં જીવતા છે પણ નિખિલનો કયાંએ પત્તો નથી કોણ જાણે તે કયાં ગયો હશે! માટે જે કોઇ પ્રબોધના દુષ્ટકર્મનું વેર લઈ મારા પુત્રની કલ્યાણ સિદ્ધિમાં સહાયતા આપશે તેનું ભલું થશે! પરંતુ પ્રબોધ કુમાર પર વેર લેતા કોઇએ તેની પુત્રી વિલાસિનીને દુઃખભાગિની કરવી નહિ"

પ્રભાકર જેમ જેમ આ લેખ વાંચતો ગયો તેમ તેમ ત્યાં આશ્ચર્ય ફેલાયું, પ્રભાકર બોલતો બંધ થતાંજ ગોવિંદબાબુ ઉઠયો અને તેણે કહ્યું, "જૂઓ પ્રભાકર! આ લેખમાં જણાવેલો નિખિલબાબુ તે હુંજ

છું !" એમ કહી તેણે પોતાની કૃત્રિમ દાઢી પેંચી કાઢી અને ફરી બોલવા માંડ્યું, "નરેન્દ્ર જે સ્ત્રી સાથે પરણ્યો હતો તે અબળાના પ્રથમ મારી સાથેજ લગ્ન થવાના હતા પરંતુ તેમાં નરેન્દ્રે મને વિશ્વાસઘાત કર્યો ! તે જાણતો ન હોતો કે હું તેનો આત્મિય જન છું, તેમ મે પણ તેને મારી ઓળખાણ આપી ન હોતી ! નરેન્દ્રના વિશ્વાસઘાતથીજ સ્નેહલતા નરેન્દ્રને પરણી હતી, હવે મેં એનો બદલો વાળવાનો નિશ્ચય કર્યો અને નરેન્દ્રનું ખુન કરવાના વિચારથી તેની સાથે મિત્રતા બાંધી તેનાજ નામ વાળો છરો મેં ચોરી આણ્યો કે જેથી લોકોને એવીજ શંકા થાય કે નરેન્દ્રે પોતેજ આત્મત્યાગ કર્યો છે ! હું એ છરો લઇ અંધારામાં નરેન્દ્રના બગનામાં ઘુસ્યો ! નરેન્દ્રનો નિર્વંશ જાઓ એ ભાવનાથી મેં પ્રથમતો નરેન્દ્રના બાળકનું ખુન કર્યું અને પછી મેં નરેન્દ્રને કાપી નાંખવા મારો છરો માર્યો ! પણ શોક ! મહા શોક ! બાબુજી ! અંધકારમાં મારો છરો નરેન્દ્રના કંઠપર ન પડતાં નિર્દોષ દેવી સ્વરૂપા સ્નેહલતાના કંઠ પર પડ્યો અને તેનો નાશ થયો ! ત્યારે મેં મારી સ્ત્રી તરંગિણીના મોહમાં નરેન્દ્રને નાંખી તેને વિષ આપવાનો વિચાર કર્યો પણ તરંગિણી એવો અધર્મ કરવા કબુલ થઇ નહિ ! વિલાસિની ને પણ હુંજ ઉઠાવી લઇ ગયો હતો અને તેને બીજા કોઇ સ્થળે પરણાવવાનો વિચાર કર્યો હતો તેનું કારણ એ હતું કે તે જાતિભ્રષ્ઠ થઈ જાય અને નરેન્દ્ર મરણ પામે તો પછી બધી મીલકત મારાજ હસ્તમાં આવે અને હું નિખિલ તરીકે જાહેર થાઉં ! મેં આજપર્યન્ત મારૂં સાચું નામ નિખિલ વિલાસીની-નેજ કહ્યું હતું. પ્રમિલા તથા કિર્તિદા પાસે મેં મને રમેશ એ નામે ઓળખાવ્યો હતો અને નરેન્દ્રની સાથે આ વેશ બદલી ગોવિંદકુમારને નામે મિત્રતા બાંધી હતી ! છેવટે હું મારા પ્રયત્નોમાં ફાવ્યો નહિ ! બાબુજી ! નરેન્દ્રનું ખૂન કરવાજ હું આ કૃત્રિમવશમાં ગોવિંદબાબુ બનીને અત્રે આવી રહ્યો હતો એની હવે તમને પણ ખાતરી થઈ હશે ! એ સોનેરીજાળ મેળવવા મેં પ્રમિલાપર પણ ઘણો સીતમ વરસાવ્યો

હતો ! અરે મારી આજ્ઞાનો અનાદર કરવા માટે મેં તરંગિણીને પણ મારી ગુફામાં અદિવાસ આપ્યો હતો ! બાપુજી ! તે દીવસે નરેન્દ્રના બગલામાં તમે તરંગિણીને ફાનસ બતાવતી પકડી હતી તે દિવસે અમે નરેન્દ્રને ત્યાં ધાડપાડવાના હતા અને તેથીજ મેં તરંગિણીને ત્યાં દિપક આપી ઉભી રાખી હતી ! તેનો અર્થ એવો હતો કે જયાં સુધી એ દીવાનો પ્રકાશ કાયમ રહે ત્યાં સુધી અમારે અમારૂં કામ ચલાવ્યે જવું ! બાપુજી ! મેં તમને પણ ફસાવવા અનેક પ્રયત્નો કર્યાં પણ તમે પ્રત્યેક સમયે છટકી નાઠા ! હુસેનની મસજીદ એ મસજીદ નહોતી પણ પાપાત્માઓનો અખાડો હતો ! નરેન્દ્રને પણ ફસાવવા મેં પ્રયત્ન કર્યા હતા, મેંજ તરંગિણીને એમની સાથે મોકલી હતી અને મારાજ માણસો તરંગિણીને ઉઠાવી ગયા હતા ! તરંગિણી પાસે મે તમને થાપ ખવાડવા ઘણુ અસત્ય કહેવાડયું હતું નરેન્દ્રને દુખી કરવાનું મારૂં એ કપટજ હતુ ! કિર્તિદા પર સ્નેહલતાના ખુનનો આરોપ આવે એવા પ્રયત્નો પણ મેજ કર્યા હતા ! અને આજે એ બધાની શિક્ષા ભોગવવા હું પ્રયાણ કરૂં છું

"કરીને પાપ હું જગમાં અધમતા છે ભરી રગમાં,
જગતમુ ર પાપની ડગમાં અહાહા, હું રહ્યો ભાગી!
રહ્યો નિ હું બધે પાછો નસતકર્મે ભરી પાપ !
નગુણુ કિરતારના ગાઇ નિતિને દુરમેં ટાળી!
કર્યાં આ હાથથી પાપો લીધા નિશ્વાસ સંતાપો,
અરે ! નિર્દોષના શ્રાપો મને આજે રહ્યા બાળી!

દયાને દુરમે રાખી મૂકયા ના પાપ મેં બાકી,
સીનમમારો અહા!સાખી જગત મુજને રહ્યુ ભાળી!
કરી આ પાપના કર્મો ન સાધ્યા કાઇ સત્કર્મો,
ન સમજ્યો ધર્મના મર્મો વિષયમા વૃત્તિમે વાળી !

છતિ આખે બની અંધો ગૃહોમેં ધુર્તનો ધંધો,
ન કાપ્યા રંકના બંધો બન્યો હું બે નશીબ શાળી!

| | |
|---|---|
| ધિક્કારી પાપ ભારો મેં | નિખીલ બાપ્પુ નઠારો છે, |
| હતો મોટો ધુતારો એ | સ્મૃતિ એવી રહી કાળી ! |
| જઇશ આ જગતને ત્યાગી | મરણ મુજ હાથથી માગી. |
| થઇશ હુ નર્ક અનુરાગી | મને ભય એ રહ્યો બાળી ! |
| જગત!બાળો!નિહાળો!આ | દશા કેવી બની મારી, |
| ન કરશો પાપ! દુનીયામાં | ભલામણ છે ભલી મારી." |

હવે હું સમજ્યો કે હું પ્રમિલાને તેના લગ્ન કરી આપવાની ના પાડતો હતો છતાં ને ડરતી નહિ, કારણ કે તે પોતાને વિધવા સમજતી હતી ! તમે મારી ગુફામાં દાખલ થતા અગાઉ જે સુંદરીને પકડી હતી તે કિર્તિદાની સગી બ્હેન થાય ! હાય ! મેં વિલાસીનીના પ્રેમપાત્ર પ્રમથનું પણ ખુન કર્યું છે, અફસોસ !" નિખિલના નેત્રો સદાને માટે શાંત થઇ ગયા !

---

# પ્રકરણ,–૨૦મું.

## રસઘેલા રમણી.



નિખિલના મરણથી તરંગિણી પોતાના પિયેર—માતૃગ્રહે ચાલી ગઈ. પ્રમિલા કુમારીકા હતી તેના એક ઉચ્ચ કુટુંબના સદ્ગુણવાન યુવક જોડે લગ્ન થયા, કિર્તિદાએ નરેન્દ્ર જોડે પુનર્લગ્ન કર્યાં, કિર્તિદાની બ્હેન જેને જોઇ પ્રભાકર હુસેનની મસજીદમાં એ કિર્તિદાજ છે એવા ભ્રમમાં પડયો હતો તે પણ પાછી કિર્તિદાને મળવા પામી, તેના લગ્ન

નરેન્દ્ર સાથેજ થઈ ગયા ! ડીટેક્ટીવ પ્રભાકરના પુણ્ય લગ્ન વિલાસીની જોડે થયા !

**રસઘેલી રમણી વિલાસાની—**

એ પોતાના લગ્નોત્સવ નિમિત્તે પતિત થએલા આપણા ભાતૃભગિનીઓના ઉદ્ધારને માટે મોટી રકમ કલકત્તા આર્યસમાજને અર્પણ કરી અને

**અપાર પૂણ્યની સહભાગિની**

થઇ

**આનંદમા**

અવશેષ આયુષ્ય ગાળવા લાગી,

પાઠક!

તું પણ તારે ત્યાં આવતાં પુણ્ય પ્રસંગોપર વિલાસીનીના વિરોચિત માર્ગને તારા અને તારા પતિતપાવન આર્યધર્મના ઉદ્ધારને અર્થે

**અનુસરતો રહે,**

એ પ્રાર્થના !

**ओ३म शांती ! शांती ! ! शांती ! ! !**



**સમાપ્ત.**

માલવપતિશ્રી **રાજા ભરથરી** સંગીત કાવ્યમાં



સુરત નવ આનાની ટીકીટ બીડો. શ્રી પ્રાણજીવન પુસ્તકાલય

પ્રકાશક:--પ્રા. પ્રાણલાલ જીવણલાલ બુકસેલર પબ્લીસર ટાવરરોડ- સુરત

ભાગરે ઉતારો રાજા ભરથરી

**કીંમત ૦-૮-૦**

શ્રી પ્રાણજીવન પુસ્તકાલય ટાવર રોડ—સુરત.

# નવલશા-હીરજી

કીંમત ૦-૮-૦

પ્રકાશક —ડા. પ્રાણલાલ જીવણલાલ બુકસેલર પચ્છીસર.